# ઝરથુસ્તી દીનના ભેદની મૂળ કુંચી,

## ભાગ ૨) જો.

# યથા, અષેમૂ, યેઙ્હે હાતાંમૂ માંથ્રના ભેદ તથા ખૂબી.

રચનાર


સુરત, રૂસ્તમપુરાના

**બહેરામજી ડોસાભાઇ બસલા,**

જુબિલી કવિતા, અંતર જગત પ્રવાસ, તથા ઝરથુસ્તી દીનના ભેદની મૂળ કુચી, ભાગ ૧)લાના કર્ત્તા.


"હે દીનદારો ! અહુરમઝદની દીન જે તમને પાછી મળી છે તેને નાબુદ કરતા નહીં,(૨) બરહક દીનના કલામોને છોડી દેતાં સાવચેત રહેજો, (૩) તેને ઠોકર મારતાં સાવધ રહેજો"—મોટા દારા પાદશાહના અસ્તોદાન પરનો લેખ.

# Key to the Mysteries of Zoroastrian Religion, Part II,

## Yathà Ashem, Yenghe Hátám,

by


Behrámji Dosábhai Baslà

of

Surat, Rustompurá,

Author of Jubilee Poems, Travels in the World Within, and Key to the Mysteries, Part I.—


1899.


અમદાવાદ—"સમશેર બહાદુર" છાપખાનામાં છપાવી.

પ્રગટ કરનાર-નસરવાનજી ડોસાભાઇ (અમદાવાદ, અસ્તોદયા ચકલો). ૧૮૯૯.

કિમ્મત રૂ. ૧)

## કર્ત્તાનાં પુસ્તક વાંચ્યા પછી આતુર દિલના વાંચનારના વિચારોનો નિકળતો ઉભરો.

### દોહરા.

હે ગુરૂ! જો તું મને, દેખી મારો જાન,
સદરા ને કુસ્તી વડે, કરે ખરો વિદ્વાન; ૧
શિખવ ઊંડા ભેદ ને, આપ દીનનું જ્ઞાન;
પીછાણી માલેકને, આપું તેને માન. ૨
બહેસ્ત દેખું જીવતાં, દેખું ઉપલો જહાન;
નિગાહ કરૂં જ દૂરથી, દોઝખ, હમેશગાન. ૩
ચિન્વત પુલનો પાવડો, તેની કરૂં પિછાન;
મીનો આલમ માર્ગ જે, પાર કરે ઇનસાન. ૪
પંથ હઝારો કોશનો, તદન વાએ જહાન;
સરોષ વાળો કોરડો, મેહર તણું મિજાન. ૫
સુખ, ચેન, નિરાંતનું, રોશન ગરોસમાન;
શિખવ ઝપાટા બોલના, શુણાવ યુક્તિ કાન. ૬
મંત્રો જ્યોતિષ–ભેદના, ધરાવ મારે ધ્યાન;
રાખું કુદરત હાથમાં, રાખું કાબુ નિદાન. ૭
પાકી સાકી પાળીને, થાઉં યઝત સમાન;
આગાહી અગાડી મળે, જાણું બદ ગુણવાન. ૮
હૈયું ખુલે અંતરે, નિકળે દમ બળવાન;
ઝટ બર આવે ધારણા, રાખું પુર ગુમાન. ૯
નજર પહોંચે ચોખુણે, વસ્તિ કે બિયાબાન;
ચંદ્ર સમું બહુ દીપતું, રાખું શુદ્ધ રવાન. ૧૦
ઇલમ શિખવ ગુરૂ એટલો, કર તું વિદ્યા દાન;
ભવ–સુખ સેવક ભોગવી, આશિષ દે નાદાન. ૧૧
જીંદગી નેક જોગવે, બનીને સમજવાન;
સોંપે જીવ ખાલેકને, છેવટ આ જુવાન. ૧૨

# દીબાચો.

## છપ્પો.

મંત્ર ભણે નર નાર, સબળ કાઢી ઉચ્ચારો;
દમ પર રાખી ભાર, મક્કમ રાખી વિચારો;
ઇચ્છા જુસ્સા ભેર, ધાર્યું ફળ ઉપજાવે;
દિલ જો બને દિલેર, ઇચ્છિત ફળ નિપજાવે;
મંત્ર મેળ જોષી-રાજના, વહેમ નવ અજ્ઞાનના;
ગુપ્ત ભેદ ઋષિરાજના, ખેલ ખરા વિદ્વાનના.

કર્ત્તાનો ધર્મ-વિલાસ.

માંથ્ર એટલે મંત્ર, અથવા તો ઝરથુસ્તી દીનનો ભેદ, એટલુંજ આજના આલેમો સમજે છે. પણ શું ભેદ તે તેઓ જાણી શકતા નથી. માંથ્ર એ શું છે તે ઉપલો છપ્પો સમજાવે છે. દીનમાં મોટાં માંથ્ર ત્રણ છેઃ યથા, અષેમ, યેંઘેહે હાતાંમ્. તેમની સમજ કેટલી વિકટ હશે કે ખુદ અષો ઝરથુસ્તને તેમના ખુલાસા માટે યજશ્નેના ૧૯-૨૦-તથા ૨૧ મા હામાં ટીકા કરવી પડી છે. એ પરથી જણાશે કે તેઓમાં રહેલી ખૂબી તથા ફિલસુફી જેમ હાલના દીનદારોના જાણવામાં નથીઃ તેમ તે ઝમાનાના દીનદારોના જાણવામાં પણ પુરતી રીતે ન હોય. દીનનો પાયો એ કલામોથી શરૂ થાય છે. માટે બીજા વિષયો પ્રગટ કરતાં પહેલાં એ કલામો વિષેની બાબતો હાલ જુદીજ પ્રગટ કરવામાં આવી છે. તેઓમાં અનેક તરેહની ફિલસુફી સમજાવી છે કે તે વડે બીજી અનેક ભેદ ભરેલી બાબતો વાંચનારની સમજમાં આવે. આ વિષય ઉંડી ફિલસુફીનો છે, માટે તે ફરી ફરી ધ્યાનથી વાંચ્યાથી વાંચનારની સમજમાં ઉતરશે. આ વિષયમાં સમાવેલી કર્ત્તાની શોધ ખોળોની ખુઝ જો આલેમો કરશે તો કદીમ નેઆગાનોની ફિલસુફીના બીજા

વિષયો તે પ્રગટ કર્યો જશે. એ વડે ફાઝેલ દીનદારોને શોધ ખોળ કરવાને નવા રસ્તા નજર પડશે.

દીનના ઇલમનું જે રૂપ અષો ઝરથુસ્તના વખતમાં હતું તે રૂપ દીપતા આકારમાં દાનેશ્મંદ વાંચનારની અગાડી ધર્યું છે. દીન–ચુસ્તના વિચારોની ફ્રીલ્સુફી, કાટ ધસી કાઢી, વાંચનારને દીપતાં તેજે દેખાડી છે. જેવી રીતે ઇલ્મે સલુક, એટલે યોગ વિદ્યા, તથા ઇલ્મે ઇલાહી ( theology ), એટલે ઇશ્વર જ્ઞાનના અભ્યાસની શરૂઆત હાલના દીનદારોમાં કર્ત્તાથી થઈ છેઃ તેવીજ રીતે માંથ્રના ઇલમની શોધ તથા અભ્યાસની શરૂઆત કર્ત્તાથીજ થઈ છે. માંથ્રમાં જે ખૂબી, યુક્તિ, તથા ફ્રીલ્સુફી છે તે દીનદારોના સ્વપ્નમાં પણ નથી. હાલ જે કાંઈ કહેવામાં આવી છે તે ટુંક લખાણે અનેક વાતો કહેવા માટે બહુ સંકોચનમાં કહી છે. યઝદાનીઓના કરતાં ઇરાન વેજના પરેઝગારોના કદીમ ફ્રીલ્સુફીના મત બહુ અડાસે રાખવામાં આવ્યા છે. ફરમાનો અસલ ભાષામાં જે રૂપ તથા ઢપમાં છે તેજ રૂપ તથા ઢપ તરજુમો કરવામાં ટકાવી રાખી છે. ટીકાકારોએ કર્ત્તાના વિચાર બહુ સખ્ત નજરે જોઇ તેના દોષ દેખાડવા કે દેખાતી કડવાસ મટાડી લહેઝતી મિઠાસ વાંચનારની અગાડી ધરવામાં આવે. અષો ઝરથુસ્તની ઉંડી ફ્રીલ્સુફીવાળી દીન સોના જેવીજ છે, ને સોનું ઘસ્યાથી વધારે દીપશે. બીજા વિષયો જ્યારે પુરતી સમજુત સાથે બહાર પડશે ત્યારે વાંચનારને કદીમ ફ્રીલ્સુફી સમજવામાં સહેલ પડશે.

હાંસોટ, જીલ્લે ભરૂચ.<br>
તા. ૯ એપ્રિલ ૧૮૫૯<br>
રોજ ૨૭ મો માહ મેહર<br>
૧૨૬૮ યઝદે ઝરદી.

બહેરામજી ડોસાભાઇ બસલા

ગ્રંથ–કર્ત્તા.

# મૂળ યથા, યેડ઼ંહે હાતાંમ્, તથા યથા અહૂ વઇર્યો.

---

ખોરશેદ યાને રવિ ગ્રહ પોતાના સિંહ રાશિના ઘરમાંથી નિકળતો ત્યારથી સાલ શરૂ થતું કદીમ માઝ્દ યસ્ની દીનમાં ગણાતું. એ સાલના ૨૦ નખેતર ગણાતાં. એ નખેતરોના પાંચ ભાગ કરી ત્રણ ભાગ નિચના રવિના ને બે ભાગ ઉંચના રવિના એ દીનવાળા ગણતા. પહેલા ત્રણ ભાગમાં ૧૨ નખેતરો આવતાં, તેમની ખૂબી પર ૧૨ બોલનો અષેમ વોહૂ બનાવ્યો છે. હવે છેલા બે ભાગમાં ૮ નખેતરો આવતાં, તેમની ખૂબી પર મૂળ યથા ૮ બોલનો છે. એ મૂળ યથા નિચે મુજબ છેઃ—

ઉંચના રવિની માર્ગની ખૂબી પર યથા.

યથા[1] અહૂ[2] વઇર્યો[3] + અથા[4] રતુશ્[5] + અષાત્[6] ચિત્[7] + હચા[8] = (અહુર મઝ્દ અમષાસ્પંદ) જેમ વડો[1] દસ્તુર[3] એમ[2] દાવર[4] અષોઇ[5] વિગેરેથી[6] [7] [8].

આ મૂળ યથામાં ૮ બોલ, ૧૬ સ્વર તથા ૧૬ વ્યંજન છે. એ ૩૨ હરફો નિચે મુજબ છેઃ—

૭અ + ૪આ +૨)ઇ + ૨)ઉ + ૧ઓ=૧૬ સ્વર છે, તેમાં મૂળાક્ષરો પાંચ છે.

૨)ચ + ૨)થ + ( ૧ત + ૧ત્ )+૨)દ + ૨ય+૨)ર + ( ૧શ + ૧ષ )+ ૨હ=૧૬ વ્યંજનની ૮ જોડ છે, તેમાં મૂળાક્ષરો દશ છે.

જોતિષની હકીકત સાથે સંબંધ રાખનાર હરફોના

મેળના મંત્રને " માંથ્ર " કહેછે. આ યથા એ એક માંથ્ર છે. માંથ્રનો નિયમ એ છેકે માંથ્રના જેટલા બોલ હોય તેટલાજ તેમાં ઘણું કરી " અ " રહેવા જોઇએ. ચોથો બોલ મૂળમાં તો માત્ર " અથ " છે. તે " યથા " બોલને મુકાબલે હોવાથી " અથા " વપરાયો છે. એટલા માટે " અ " ને બદલે " આ " વધ્યાથી ૮ અ હરફોને બદલે ૭ અ ઉપલાં માંથ્રમાં છે.

૮ નખેતરોના ૧૬ પક્ષ થતા. એ દરેક પક્ષ ૯ નવ દહાડાનો થતો. માટે (૧૬×૯=) ૧૪૪ દહાડા (=૧–૧૪૪અંશ) સુધી રવિ ઉંચનો ગણાતો, તે ખૂબી આ મૂળ યથા દેખાડે છે. એ મત માઝદ યસ્ની દીનવાળાઓનો છે.

યઝતી સંબંધ શોધનારા મહેર પંથી ચાલીશાંવાળા હઝારીઓએ " અહુ–વઇર્યો " સમાસ શબ્દ ગણી " અહૂ–વર્ય " એનો અર્થ વડો દસ્તુર, અને " રતુ " બોલનો અર્થ દાવર કરી, એ મૂળ યથાનો એવો અર્થ ઉઠાડયો કે અહુરમઝદ અમષાસ્પંદ જેમ અષોઇ વડે મીનો જહાનમાં દસ્તુરાંન–દસ્તુર છે: તેમ તેના રાસ્તી ઇનસાફ વડે તે જહાનનો દાવર છે.

**મૂળયથા દુનિયા અગાઉ હતો.**

ઇરાની હઝારીઓ દેર-ખુદા ઝમાનો બાર હજાર આફતાબી ફરસાલનો ગણતા. આપણા ૩૬૦ વરસનું એક આફતાબી ફરસાલ ગણાતું. દેર-ખુદા ઝમાનો એ દશ ઝમાનાનો થતો. માટે ૧૨૦૦ ફરસાલવાળા દરેક ઝમાનામાં ૩૦૦ આફતાબી ફરસાલવાળા ચાર ભાગ આવતા. પાંચમો ઝમાનો બેસતાં અહુરમઝદે હરેક પેદાયશ સમારતા જાઇ ધંબાર કરતો ગયો. આ ચાર ઝમાનાના માપ મુજબ આ મૂળ યથા તેમણે ગણ્યો હતો. એ ચાર ઝમાનાના આઠ પક્ષ ને સોળ ભાગ છે. તે મુજબ આ મૂળ યથાના ચાર ભાગ, આઠ બોલ, ને સોળ સ્વર તથા સોળ વ્યંજન છે. "હઝારા"

ના વિષયમાં સમજાવ્યા મુજબ આ ચાર જમાના તે શનિશ્ચ-
રી હરસાલના ચાર મહા ચાલીશાં છે. માટે તેમના ૧૬૦
અંશ થયા. આ ચાર ચાલીશાં પેદાયશ સરજતાં પહેલાંનો
વખત દેખાડે છે. માટે આ મૂળ યથા પણ પેદાયશ અ-
ગાડી હતો એમ હઝારીઓ માનતા. એ મત અષો ઝરથુ-
સ્તે ઈજશ્નેના ૧૯ મા હામાં સમાવ્યો છે. એ હામાં અષો
ઝરથુસ્તને અહુરમઝદ અમષાસ્પંદ કહે છે કે " યથા અહૂ
વઈર્યોનો આ ભાગ હતો, સ્પિતમ ઝરથોસ્ત ! જે તને ( મેં )
સમજાવ્યો, "આસ્માનની અગાડી, પાણીની અગાડી, જમીન-
ની અગાડી, ( ગાંવ્યોદાત ) ગાયની અગાડી, વનસ્પતિની
અગાડી, અહુરમઝદના પૂત્ર (=અહુરમઝદે પેદા કરેલી સૌથી
પહેલી પેદાયશ ) આતશની અગાડી, અષો નર (=ગયો
મરદ ) ની અગાડી, ખરફસ્ત્ર દેવ તથા મનુષ્ય અગાડી,
તમામ હાડવાળી દુનિયા અગાડી; અહુરમઝદે પેદા કરેલી
અષો તોખમની તમામ વસ્તુઓ અગાડી, ( યથાનો એ
ભાગ હતો. )"

**મૂળ યથાના ભાગો.**

હવે આ મૂળ યથાના બે ભાગ એ
પહેલા ત્રણ બોલ એક ભાગ, ને પછીના
પાંચ બોલે બીજો ભાગ થાય છે.

ત્રણ ત્રણ બોલ બબ્બે છૂટે રાખ્યાથી—( ૧—૨—૩ )+
( ૪—૫ )+( ૬—૭—૮ ) યથાના ત્રણ ભાગ પડેછે; ( ૧—૨—૩ )
+( ૪—૫ )+( ૬—૭ )+૮ એવી ગોઠવણીએ યથાના ચાર ભા-
ગ પડેછે. ૧+( ૨—૩ )+( ૪—૫ )+( ૬—૭ )+૮ બોલો-
ની આ ગોઠવણીએ આ મૂળ યથાના પાંચ ભાગ થાયછે.

આ ચાર મહા ચાલીશાંના ૧૬૦ અંશ ઉંચના રવિ-
એ ખોરદાદ સાલથી ગણતાં, તે રાશિ—ચક્રના ૧૬૫ અંશ
સુધી આવી રહે. માટે એ માપના આ મૂળ યથાની બુઝર્ગી
માટે અહુરમઝદ અમષાસ્પંદ એજ હામાં કહેછે કે "હે ઝરથુ-
સ્ત ! જે કોઈ આ હાડવાળી દુનિયામાં યથાના મારા ભા-

ગને મોંએ કરે, યા મોંએ કરી યાદ કરે, અથવા યાદ ક-
રી પઢે, અથવા પઢીને ઇજે—ત્રણે તબક્કા પૂલ વિગેરેની
પાર તેના રવાનને હું કે જે અહુરમઝદ (હૈ) બહેસ્ત (વ-
હિસ્ત અહુ) પાર કરાઉં—સરસ દુનિયા સુધી, સરસ અ-
વોઇ સુધી, સરસ રોશનીઓ સુધી, જે કોઇ આ હાડવાળી
દુનિયામાં, હે સ્પિતમ જરથુસ્ત ! ૧૫૧ અહૂ વર્યોના મા-
ઝા ભાગને ભણતાં તોડે અગર જો અરધો, અગર જો ત્રી-
જો, અગર જો ચોથો, અગર જો પાંચમો, દૂર તેને કાઢું
હું કે જે અહુરમઝદ રવાનને, "સરસ દુનિયાંથી" એટલી
લંબાઇ તથા પોહોળાઇએ દૂર તાણી કાઢું કે જેટલી (લાંબી
તથા પહોળી) આ જમીન છે. એ જમીન. એટલી લાંબી
છે એટલી પહોળી."

**પૃથ્વિની લંબાઇ પહોળાઇ.**

નખેતરોના જોડકાં માફક જમીનના દ્વિપનાં જોડકાં છે (વંદીદાદ—૧૯). આ જહાનની પશ્ચિમમાં "અરેઝહિ" દ્વિપ છે, ને પૂર્વમાં "સવહિ" દ્વિપ છે, એવી ઇરાનીઓની ભૂગોળ વિદ્યા હતી. આ દરેક દ્વિપની લંબાઇ ચાર હઝાર ફરસંગ ગણાતી (બુન હૈહસ્ને—૩૬). માટે આ પૂર્વ-પશ્ચિમ વાળા બે દ્વિપના જોડકાંની લંબાઇ આઠ હઝાર ફરસંગ થઇ. હવે પૃથ્વિનો ઘેરાવો જેટલો લંબાઇમાં છે તેટલોજ (=૨૪,૮૩૫ મેલ) પહોળાઇમાં પણ છે. તેથી ડુપટ ઘેરાવો યાને લંબાઈ પહોળાઈ સોળ હઝાર હાસર (=૪૯,૬૭૦ મેલ) છે. આ મૂળ પથાના ૧૬ હરફ છે, તે કારણે બહેસ્તના છઠ્ઠા તબક્કાના "સરસ દુનિયા" નામના પહેલા ભાગથી સોળ હઝાર હાસર દૂર કાઢી મુકવા કહ્યું છે. બહેસ્તનો પાંચમો તબક્કો "ગરોસ્માન" બહેસ્ત છે. એ પાંચ તબક્કાના (૩૩૦૦૦×૫=) ૧૬૫ હઝાર હાસર થાય. માટે ગરોસ્માનના નાકાથી ૧૬ હઝાર હાસર દૂર કાઢતાં (૧૬૫—૧૬=) ૧૪૯ હાસર સુધીમાં રવાન રહે. ખોરદાદ સાલથી

ગણુતાં ( ૫+૧૪૪= ) ૧૪૯ મા અંશ સુધી ઉંચનો સૂર્ય રહે ને અહુનવત ગાથા પુરો થાય, અથવા તો ૧૪૪ મા અંશે ૨૦ નખેતરો પુરાં થાય ને ૫) દહાડા ગાથાના મળીને ૧૪૯ અંશ થાય. એમ યથાના કોઇ ભાગ તોડનારને અહુનવત ગાથાના નાકે લઇ જવા ફરમાવ્યું છે. હવે જો એ મૂળ યથા બરાબર પઢે તો ગરોસ્માન પછી શરૂ થતા ખૂદ બહેસ્તના ત્રણે તબક્કા અહુરમઝ્દ પાર કરાવે છે. એ ત્રણ તબક્કા કુલે ૭૨ હઝાર હાસર જણાય છે. ગાથા પંચ તેમજ બહેસ્તે ગયો મરૂદી સાલના મેળે રાશિ-ચક્રના ૨૪૩ મા અંશ સુધી ગણાતું. અમરદાદ સાલે ઉંચનો રવિ થતો ગણુતાં ( ૨૪૩-૬= ) ૨૩૭ અંશ બહેસ્તના થયા. આ ૨૩૭ અંશ તે રાશિ-ચક્રના ૨૩૭ મા અંશ સુધી ગયો-મરદી સાલના મેળે ગણી લીધા. હવે ગરોસ્માન સુધીના પાંચ તબક્કા બહેસ્તના છે તેના ( ૩૩૦૦૦×૫= ) ૧૬૫ હઝાર હાસર થયા. માટે ગરોસ્માનના છેડાથી ૭૨ હઝાર હાસર સુધી અગાડી લઇ જાય તો (૧૬૫+૭૨=) ૨૩૭ હઝાર હાસર પુરા થાય ને બહેસ્તનું નાકું આવે, એમ યથાના ભાગ તોડનારને ગરોસ્માનના ઉપલા છેડાથી ૧૬ હઝાર હાસર દૂર હાંકી કાઢે છે, અને બરાબર પઢનારને ગરોસ્માનના છેલાં નાકાંથી ૭૨ હઝાર હાસર અગાડી પાર કરાવવા અહુરમઝ્દ ફરમાવે છે.

પૃથ્વિની લંબાઇ પહોળાઇ કેમ માપેલી.

પૃથ્વિની લંબાઇ તેમજ પહોળાઇ ૮૦૦૦ હાસર બતાવી છે, તે માત્ર ગોળ આંકડામાં છે. પણ તે પૃથ્વિ ગોળ છે એમ તો સિદ્ધ કહી શકે છે. જે અક્ષાંશ ( longitute ) પર એક જગા આવી હોય તેજ અક્ષાંશ પર ૨૨) હાસર ઉત્તરે બીજી જગા આવી હોય, ને બન્ને જગાથી એક્કી વખતે ધ્રુવનો તારો નળિકાયંત્ર ( Astrolobe ) વડે જુદા જુદા શખ્સ માપે તો ઉત્તરે આવેલી જગાએ ધ્રુવનો તારો બીજી

જગાના માપ કરતાં એક અંશ વધારે ઉંચો જણાય છે. જ્યાં સુધી ઉત્તર તરફનું પાસું ઉતરતા ઢોળાવનું ન હોય ત્યાં સુધી એમ તારાની ઉંચાઇમાં ફેર ન પડે. એમણે અમુક સ્થિર તારા વડે એ ફેર પકડી એક અંશે ૨૨) હાસર તો ૩૬૦ અંશના ઘેરાવા માટે ૮૦૦૦ હાસર થયા, એવું શોધી કાઢયું હોય એમ જણાય છે. એવીજ રીતે એક રેખાંશ (latitude) પર આવેલી ૨૨) હાસરના અંતરની બે જગાથી અમુક સ્થિર તારાની ઉંચાઇ એજ યંત્રવડે કાઢી પૃથ્વિની પહોળાઇ પણ શોધી કાઢેલી દિસે છે. ઉત્તર દિશાનો પાસ્બાન હપ્તો-ઇરિંગ (=સં. સપ્ત ઋષિ=Ursa Major) શિતારો છે. એની પીઠે ઉંચે ધ્રુવનો તારો એ પૈકીજ છે. તેની ઉંચાઇ વડે પૃથ્વિની લંબાઇ શોધી કાઢી હોય. પૂર્વ દિશાનો પાસ્બાન તેસ્તર (=Sirius) શેતારો છે. તે વિષુવવૃત (=Equinootial) ના છેડાપર આવેલા Orion ના જમણા પગની પાટલીમાં છે. તે તેસ્તરની ઉંચાઇવડે પૃથ્વિની પહોળાઇ શોધી કાઢેલી જણાય છે. એમ ૨૨) ના પાયા વડે આખી પૃથ્વના ઘેરાવાનું માપ મળી આવ્યું. ૨૨) બોલનો યથા છે. માટે અહુરમઝદની કૃતિના નમુના તરીકે એ યથા ગણાયો. યહુદીઓ ચાર મૈલનો એક ફરસંગ ગણતા. પણ આ માપ હાલના માપે માપ હોય તો હાસરના ૩$\frac{1}{10}$ મૈલ થાય.

**ત્રણ ભાગના યથાના ભેદ.**

હલ્લકા દેવ દરજને નાપેદ કરવા ચાર ભાગવાળો યથા ઝરથુસ્ત પઢતા. પણ ખૂદ ઘનાં મીનોને નાપેદ કરવા તો ચાલીશાં વાળાઓનો અહુર મઝદે પઢેલો યથા ઝરથુસ્ત પઢતા (વંદીદાદ-૧૯). એ યથા નવ ભાગ ને અરાડ બોલનો હતો. અહૂ-વઇર્યો, અષાત્-ચિત્, અને આ-યમ્ એ ત્રણે શબ્દો સમાસ ગણેલા જણાય છે. એથી ૨૧ ના ૧૮ બોલ થયા.

એ પંથીઓ ઉંચનો રવિ ૧૨૦ દહાડા ગણતા. એ ૧૨૦ દહાડાના ૩ ચાલીશાં યાને નવ નખેતર એટલે ૧૮ પક્ષ થતા. એના મુકાબલે યથાના ૧૮ બોલ ને ૯ ભાગ છે.

પહેલા ત્રણ ઝમાના યાને ૩ મહા ચાલીશાં સુધી જગતમાં સ્પેન્તા મીનોની જાત સિવાય કશું હૈયાત ન હતું. ચોથો ઝમાનો બેઠો ત્યારે સ્પેન્તા મીનોએ અહુર મઝદ અમસાસ્પંદ બનાવી બધી પેદાયશ સરજવા માંડી, તેજ વેળા ધના મીનો પણ પેદા થયો. માટે આ પહેલાં ત્રણ ચાલીશાંના માપ મુજબ સ્પેન્તા મીનોએ પહેલ વહેલા ત્રણ ચાલીશાં યાને ત્રણ ભાગનો આખો યથા બનાવ્યો હતો. સ્પેન્તા મીનોએ જ્યારે પેદા કરનાર અહુરમઝદ અમષાસ્પંદને પેદા કીધો, અને તે અમષાસ્પંદે પુન્ને જહાંનની પેદાયશ બનાવી, ત્યારે તેણે એ ત્રણ ચાલીશાંના નવ નખેતર બનાવ્યાં, ત્યારે એ યથાના ૯ ભાગ અહુરમઝદે બનાવ્યા. એ નવ નખેતરો "અમષાસ્પંદો" ના નામે ઓળખાય છે. પેદાયશ સરજી ત્યારથી ઝમાનો શરૂ થયો. તેથી એ ઝમાના અગાઉ ત્રણ ચાલીશાંના માપવાળો ત્રણ ભાગનો યથા હતો. તે યથા વડે ધના મીનોને મારવા ઝરથુસ્ત કહે છે. એ યથા "બનાવ્યો સ્પેન્તા મીનોએ, બનાવ્યો બે-કિનાર ઝમાનામાં; ફરી બનાવ્યો અમષાસ્પંદોએ-નેક પેદાયશના નેક પાદશાહોએ"—(વંદીદાદ-૧૯).

એ નવ ભાગ | ઉભી લીટીએ આખા યથામાં દેખાડયા છે. યથાના ત્રણ ભાગ ૧-૭, ૮-૧૩, તથા ૧૪-૨૧ એ પ્રમાણેના બોલ તેના અર્થના ધોરણે છે (જુન દેહસ્ને-૧). ચાલીશાં વાળાઓએ ત્રણ ભાગ પૈકી ૧) લા ભાગના ૨) વિભાગ કીધા, ૨) જા ભાગના ૩ વિભાગ કીધા, અને ૩) જા ભાગના ૪ વિભાગ કીધા, એ (૨+૩+૪=) ૯ વિભાગ નવ નખેતરોની ખૂબી પર છે.

**પાંચ ભાગવાળા યથાના ભેદ.**

બહમન્યાન સાલ પાળનારા ઉંચનો રવિ ૧૩૦ દહાડા યાને ( ૧૩×૧૦=૧૩૦ ) દશ નખેતરો ગણતા. એ દશ નખેતરોના ૫ ) જોડ થતી. એ ૫ ) જોડના મુકાબલે તેઓ યથાના ૫ ) ભાગ પાડી પઢતા. રિપતમ પણ પાંચ ભાગે યથા પઢતા ( યશ્ન-૧૯ ). એ પાંચ ભાગ + ચોકડીથી આખા યથામાં દેખાડયા છે.

**ચાર ભાગવાળા યથાના ભેદ.**

દરેક જમાનો ૬ ઓત્તેરાંનો થતો માટે હજારીઓ ૭૨ ) માં ખૂબી કુદરતે રાખેલી સમજતા. તેઓ ઉંચનો રવિ ૧૪૪ દહાડા, એટલે બે ઓત્તેરાંનો, ગણતા. તેના ચાર પક્ષ થતા. માટે એ ચાર પક્ષની ખૂબી પર યથના ચાર ભાગ પાડતા. ૧૪૪ દાહાડાના (૧૮×૮=૧૪૪ ) આઠ નખેતર છે. એના ચાર ભાગ થતા. દરેક ભાગ નખેતરની જોડનો થાય એ સમજે બહમન્યાન સાલ પાળનારા ૧૩૦ દહાડાના( ૧૩×૧૦ ) ૧૦ નખેતરોની પાંચ જોડ ગણી યથાના ૫ ) ભાગ પઢતા. પણ ખરી ખૂબીતો ઓત્તેરાંના પક્ષ ચાર છે. તેના મુકાબલે યથાના ૪ ભાગ છે. એ ૧૪૪ દહાડાના ( ૧૩×૧૧ ) અગ્યાર નખેતર થતાં, ને ૧૧ ) નખેતરના ૨૨ ) પક્ષ થતા. માટે યથાના ૨૨ ) બોલને ચાર ભાગ પાડી અષો જરથુસ્ત દેવ દરૂજને " વિખેરી નાખનાર ચાર પટવાળો " યથા પઢતા ( યશ્ન-૯ ). જમશેદના જમાનામાં ભુત પ્રેત આદમીનું રૂપ ધરી જમીનપર ભટકી આદમીને ભોળવી ભમાવતા ( સદદર-૧૦૦, Gen.-6 ). એજ મુજબ જરથુસ્તના જમાનામાં પણ દેવ દરૂજ એમ ભટકતા, તેમને જરથુસ્તે આ ચાર ભાગવાળો યથા પઢીનેજ જમીનગાં ગાળ્યા હતા ( યશ્ન-૯, જમ્યાદ યશ્ત-૧૩ ).

આ ૧૪૪ દહાડના બે ઓત્તેરાંના ચાર પક્ષ જ્યોતિષ-

ચક્રમાં" "કત" યાને ત્રિકોણ આકૃતિવાળા કટકા, બને છે. આ કત ત્રિકોણુ પથરાના આકારના હોવાથી એ કતને "પથરા" (અં. અસન્=સં. અશન્=ફા. સંગ) કહ્યા છે. (વંદીદાદ-૧૯).

ઝરથુસ્તના બાપ પોઉરૂષસ્પે ઇરાન વેજમાં આવેલી દરઝીક નદીના કાંઠે ઝબાર પહાડ પર હઝાર ઘર બાંધ્યાં હતાં (બુન દેહસ્ને-૧૮). એ જગાને "ઝરીયહે કાંસુ" કહી છે તેથી તે સિસ્તાનમાં હોય. આથી પોઉરૂષસ્પ હઝારી પંથના હતા એમ જણાય છે. સિસ્તાનમાં પણ "ફ્રરઝદાન વર" નામનો ગુફો હતો. તેમાં રહેનારા લોક અષો આગુસની સંગત રાખતા, પણ તેમની હકીકત પસંદ કરતા ન હતા (બુન દેહસ્ને-૩૭). આથી તેઓ સુધરેલ મતના જણાય છે. જમશેદના ગુફાના વિષયમાં સમજાવ્યા મુજબ જેમ જમશેદે ચાલીશાંની ખૂબી પર ગોફો, એટલે નજુમની ગણુત્રીના મેળ તથા યુક્તિવાળું મકાન, બાંધ્યું હતુ: તેમ પોઉરૂષસ્પે ઉંચના રવિના ૧૪૪ દહાડાના માર્ગની નકલે એ ઘરોની ચાલ બંધાવેલી જણાયછે. એ ચાલને ઝરથુસ્ત પોતે મહેલ્લો (=અં. વીસ) કરી કહે છે. એ નદી કાંઠે તે પહાડ પર ઝરથુસ્ત હતા. એ વેળા ઉત્તર ભાગોમાંના ઉત્તર ભાગમાંથી "બૂઇતિ" દેવ એટલે ભુત તેમને ભોળવવા આવ્યો હતો. ઉત્તરાયનના ઉત્તર ભાગમાંથી દેવ દરજ આ જહાનમાં આવી શકે. તીર્યાંન સાલની છેલી રૂતુ—અં ષ્મ—રાશિ—ચક્રના ૪૫) મા અંશથી ૧૦૪ મા અંશ સુધી ઉંચના રવિની છે. એ હુનાળાની રૂતુનું મધ્ય (૪૫+૩૦=) ૭૫ મો અંશ છે. માટે એ અંશથી ભુત આવ્યો હોય, કારણુ કે મલ્કુષ દેવ ખોરદાદ માહના દએ ૫ મહેર રોજ, યાને સક્રિ—ચક્રના ૭૫) મા દહાડે, આખર ઝમાને રેલની ખરાબી લાવશે એવી આગાહી છે. (બુન દેહસ્ને-૬૨). એ ભુત આવ્યો કેજ અષો ઝરથુસ્ત વેહ દાઇતી નદીની નેક આવાંઓને ઇઝ્ઝ (જુઓ નિરંગ કુસ્તી) જોઇએ, એતેકાદથી

દીન માની જોઇએ. તેં રવેશે યથા પઢ્યા, એટલે કે કસ્તી કરી યથા વડે, આગલા ગાંઠ વાળ્યા કેજ બુત ના-પેદ થયો. ત્યાંથી "ઉઠ્યા જરથુસ્ત, અગાડી ચાલ્યા જરથુસ્ત, દુષ્ટ મતિવાળા (=બુત) ના ક્રોધ સાથે દૂષના સવાલોના સરદ (=કરીને થંડા) થયા વગર, પથરા-કત જેવડા હોય છે (તે) —હાથે ધરતા એવા જરથુસ્ત હદારના (=દાદારવાળા) અહુર મઝદને (=આહુર મઝદ અમષાસ્પંદને) પુંડતા (અગાડી ચાલ્યા). તે (કત) શું કેવી રવેશે ધરે છે (મતલબ કે બુતને ઢેફાં તું કેવી રીતના મારે છે, યાને ઇલમ તને ખબર છે? એવું બુતે પુછતાં જરથુસ્ત જવાબ દે છે કે) દરેઝ (નદીએ) ઝબાર (પહાડ) પર પોઉરુષસ્પનાં ઘરની જમીનની (રવેશે) કે જે પહોળી, ઘેરાવાવાળી, દૂર સામી-પારવાળી."—(વંદીદાદ-૧૯).

સૂર્ય-માર્ગે પૃથ્વિપર પૃથ્વિની પહોળાઈ પર છે, ગોળ ઘેરાવામાં છે, અને ૧૪૪ અંશવાળા ભાગના રેખાંશ બહુ દૂર છે, ને તે મુજબ ઘરોની ચાલ જણાય છે. તેથી જરથુસ્ત કહે છે કે ૧૪૪ અંશની ખૂબીવાળો ચાર બાજે યથા પહુંચું. ને દરેજને દફે કરંયું.

જરથુસ્ત નામામાં કહ્યું છે કે બહેસ્તથી ઉતરતાં એ દેવ દરૂજ જરથુસ્તને મળ્યા હતા. જરથુસ્તી ૧૨૦ માસ, યાને ૯૦ ચાલીશાં, સુધી મુરાદની એબાદત મઈદિયોઝરેમ ધંબારના છેલા દહાડાથી ઇરાન વેજમાં કરી હતી, ને તે ગયો મરદી સાલના ૧૨ મા મહીનાના ૩૦ મા રોજે ઇ. સ. પૂ. ૨૪૯૫ મા પુરી થઈ હતી, એમ "મુરાદની એબાદત" એ મથાળાંવાળાં પ્રકરણમાં પુરવાર કરવામાં આવ્યું છે. આ પછી અહુનવત ગાથા બેઠો ને દેવ સામે આવેલો જણાય છે. અહુનવત ગાથાની ખૂબીપર યથા હોવાથી, તેમણે યથા પઢેલો દિસે છે. યથાના જેટલા ભાગ તેટલાં ઢેફાં છે, ઢેફાંના ઝપાટા જેવા, એકે ઝપાટે દરેક પછી જમીના,

અવાજના ઝપાટા છે.

જે ખૂબી યથાના ૨૨ ) બોલ ને ચાર ભાગમાં છે, તેજ ખૂબી " નેમસ્ચા યા આર્મેઇતિશ્ ઇઝ઼ાચા " એ ચાર બોલ ને ૨૨ ) હરફોવાળાં પદમાં છે. રીમની ઉતારતાં દરૂજને પાછા પાડવા અવાજના ઝપાટાએ મોબેદ એ પઢેછે કેજ દરૂજ નાપેદ થાય છે ( વંદીદાદ-૯). એ પદ ચાલીશાં વાળાઓનું છે. મહેર્યાન સાલ મહેર માહના મહેર રોજથી બેસતું. તે સાલનું ઉત્તરાયન ૧૮૬ દહાડાનું ગણાતું, ને તે રાશિ-ચક્રના ૩૧૬ મા અંશથી બેસતું ને ૧૪૧ મા અંશે પુરૂં થતું, ને ૧૪૨ ) મા અંશથી દક્ષિણાયન શરૂ થતું. એ દએ સાલ દએ માહના રામ રોજથી રાશિ ચક્રના ૨૯૧ ) માં અંશથી બેસતું. એ દએ સાલના દક્ષિણાયનનું પહેલું ચાળીશું રાશિ-ચક્રના ૧૪૫ ) મા અંશે પુરૂં થતું. માટે ૧૪૨-૧૪૫ ) વાળા ચાર અંશ બુઝર્ગ ગણાયા. તેજની ખૂબીપર આ ચાર બોલનું પદ છે. એમનો ઉંચનો રવિ આવાં રોજ ને ફરવરદીન માહથી શરૂ થતો, ને ( ૯+૧૩૫ =) ૧૪૪ અંશે પુરો થતો. માટે ત્યાં સુધીનું એ પદ છે. એ પદ પણ યથાના બાધારણપર છે, તેથી એ પદ પઢતાં દરૂજ તદ્દન ના બૂદ થાય છે.

એ માટે ઘના મીમિ કહેછે કે એમસા ઝરથુસ્ત

યથાના ટેકાં.

"મને યથા અહૂ વઇર્યો વડે મારેછે. એટલું હથિયાર જે મિસાલે કત જેવડો પથરો ! તપાવે છે મને એમ વોહૂ વડે, જે મિસાલે ધાતુને (તપાવે તેમ મને તપાવેછે:)-" ( અષિ યશ્ત-૨ ) ગયો મરદી સાલના પાંચ ભાગ પાડી પહેલા બે ભાગ ઉંચના રવિના ગણ્યા. એ બે ભાગમાં બે ચોત્તેરાં આવે, ને તેના આઠ નખેતરોના ( ૧૮×૮=) ૧૪૪ દહાડા થાય, એટલે કે આર મહીના ને ચોવીશ દહાડા પુરા થાય, ને ૨૫ ) મા રોજ અર્ક્ષસંગે રવિ નીચનો થવા

માંડ. માટે અર્શસંગ યઝતની ખૂબીમાં યથા-અષેમની ખૂબી દેખાડી છે. ગયો મરદી દીન મુજબ રાશિ-ચક્રના ૧ ) લા અંશથીજ રવિ ઉંચનો થતો, માટે આ ૧૮૦ દહાડા આપણી દીનના સાલના છે.




રાશિ-ચક્રપર પહેલાં બે ઓસ્તેરાંના નિચલા છેડા એક સીધી લીટીથી જોડે ને તેપર ત્રિકોણ દોરી તેની બન્ને ઉપલી બાજુ ૭૨)ની કરે, ને એ દરેક ૭૨ ) ના બે ભાગ યાને પક્ષ પાડી તેમના પણ ત્રિકોણ કરે તો પાસેની આકૃતિમાં દેખાડયા મુજબ દરેક ત્રિકોણ લાશને મુકવાનું કત, એટલે ત્રણ ખૂણાની પાવી, જેવી થાય. એમ ઉંચના રવિની ચાલ-ચાલ કતની આકૃતિ જેવી છે, અને એ ઉંચના રવિની ચાલ-ની ખૂબી પર યથા છે. તેથી કત જેવા પથરા જેવડું હથિયાર એ યથાને દરૂજની સામે જંગના સાધન તરીકે ગણ્યો છે. જેમ ૮ નખેતર ને ૨ ) ભાગ યથામાં છેઃ તેમ ૧૨) નખેતર ને ૩) ત્રણભાગ અષેમમાં છે. પહેલા ભાગની આખરે ૪ થું નખેતર " અષ વહિસ્ત " એટલે આર્દી બહેસ્ત છે, ને તેની ખૂબી પર અષેમ છે. તેથી આર્દી બહેસ્ત પોતાના આતશ વડે દરૂજને, ધાતુને જેમ ગાળે તેમ તપાવીને ગાળેછે, એમ કહ્યું છે.

જેમ અષેમ વોહૂનો ત્રીજો ભાગ માંથ ગણ્યો છેઃ તેમ યથાનો ૧૬ સ્વર તથા ૧૬ વ્યંજનવાળો આઠ બોલવાળો પહેલો ભાગ માંથ ગણ્યો છે. એમાં ૪૦ સ્વર તથા ૪૦ વ્યંજન વધારી તેના ૫૬ સ્વર તથા ૫૬ વ્યંજન ૨૮ નખેતરોના ૫૬ પક્ષને મુકાબલે કીધા છે.

આખા યથાનું બંધારણ.

બહમન્યાન સાલ બહમન માહથી બેસતું, ને તે સાલના ૨૮ નખેતર ગણાતાં. માટે એ સાલની ખૂબી પર એ આખો ય-

•

થા ૨૮ નખેતરોના ૫૬ પક્ષની ખૂબીના મુકાબલે છે. આખા યથાના ૫૬ સ્વર તથા ૫૬ વ્યંજન નિચે મુજબ ચઢતા પ્રમાણમાં ને જોડની ખૂબી પર છેઃ—૧આં + ૩ઓ+૫ )એ + ૭ઉ+( ૩ઇ + ૬ઋ=૯) + ૧૧આ+ ( ૧૩+૭=૨૦)અ=૫૬ સ્વર છે. એમાં મૂળાક્ષરો ૮ છતાં ઋ (=એરે ) એ હરફને ઇરિ=રિ હાલ યુરોપ્યનો ગણે છે તેમ ગણી ઇ જોડે મેળવી દઈ ૭ મૂળાક્ષરો ગણ્યા છે.

હવે ૫૬ વ્યંજનની ૭ જોડ નિચે મુજબ છેઃ-( ૧ ખ+૧બ ) +( ૨ )ઝ +૨ )મ ધાતુ ) + ( ૩ચ + ૩વ )+( ૪થ + ૪ંચ પ્રત્યય )+( ૫ )ત + ૫)ય ) + ( ૬દ+૬હ )+ {( ૧ઘ +૩ઙ + ૩ન=૭ )+( ૧સ + ૨ષ+ ૪શ=૭)}

આ ૫૬ વ્યંજનોમાં ૧૮ મૂળાક્ષરો છતાં, સ–ષ·શ એ ત્રણે હરફોને સસ્સામાં ગણી, અને ઘ–ઙ–ન એ ત્રણે હરફોને નાકમાંથી નિકળતા અવાજનો એક અનુનાસિક ઉચ્ચાર ગણી લઇએ તો માત્ર ૧૪ વ્યંજન મૂળાક્ષરો રહ્યા. એમ ૭ મૂળાક્ષર સ્વરના ને ૧૪ મૂળાક્ષરો વ્યંજનના મળી ૨૧ મૂળાક્ષરો યથામાં છે. એમ છતાં પણ આખા યથામાં તેના મૂળ બનાવનારે ૨૧ નહિ પણ ૨૭ જ બોલ રાખ્યા છે. એ યથા નિચે મુજબ છેઃ—

યથા[૧] અહૂ[૨]-વઇર્યો |[1] +અથા[૩] રતુશ્[૪][2] અષાત્[૫] ચિત્[૬] હચા[૭][3] | + વઙ·હેઉશ્[૮][4] દઝ્દા[૯] મનઙ·હો[૧૦][5] | સ્યઓથ્નનાંમ્[૧૧][6] | + અઙ·હેઉશ્[૧૨][7] મઝ્દાઇ[૧૩][8] | ખ્ષથ્રેમ્ચા[૧૪][9] | અહુરાઇ[૧૫][10] | +આ[૧૬]-યમ્[૧૭][11] દ્રેઘુબ્યો[૧૮][12]-દદત્[૧૯] | વાસ્તારેમ્[૨૦][13] |+

સ્વર વ્યંજનની જોડ તથા મૂળ ગોઠવણી તપાસતાં ઉપલી લીપિ મૂળ બનાવનારની જણાતી નથી. યથાના ૨૧ તેમજ ૨૨ બોલ ગણુનારાઓની તે જણાય છે. અસલ લીપિમાં “ વર્યો, સ્યુથ્નનાંમ્, દરેઘુબ્યો ” એ ઉચ્ચાર

જણાય છે. કોઇપણ માંથ્રમાં જેટલા " અ " હરફ હોય તે-ટલાજ તેમાં કુલે બોલ હોય. એ નિયમ મુજબ બારીક તપા-સ કરતાં ૫) અ મૂળાક્ષર તરીકે છે, અને ૧૩ અ વ્યં-જન ભેગા છે. એમ આખાં માંથ્રમાં કુલે ૧૮ અ થયાં. હવે " રતુ " તથા " દરેધુ " બોલોમાં " અ " કંઇ એ બો-લોમાં " ર " ભેગો નથી, પણ ઋ હરફની ગુણા થઇ " અર્ " થવાથી બે અ વધ્યા. એમ ૫) અ જે મૂળાક્ષ-રો તરીકે છે તેમાં ૨)અ વધ્યાથી ૭)અ મૂળાક્ષરો થયા. એમ ( ૭+૧૩=)૨૦ અ થયા. માટે આખાં માંથ્રમાં ૨૦ બોલ છે. યથા નખેતરોના ૨૦ પક્ષની ખૂબીપર છે, તે સમજ ન પડયાથી તેના દેખીતા ૨૧ બોલ જોઇ પછાડી-થી ૨૧ અ " શ્યુથ્નનાંમ્ " બોલનો " શ્યઓથ્નનાંમ્ " કરી ગણેલા દિસેછે પણ તેમ કીધાથી સ્વરોની સંખ્યાનું ચ-ઢતું પ્રમાણ તુટી જાયછે. સ્પિતમ તો ૨૦ જ બોલ ગણ-તા, ને તેના ૫ ) ભાગ પાડતા ( યશ્ન–૧૯ ); તેથી એ પરે-ઝગારના ફિર્કાવાળાઓએ " દરેધુબ્યો " બોલને " દ્રેધુબ્યો " તેના ધાતુ મુજબ ગણી ૧ અ ઓછો કરી ૨૦ અ પાછા મેળવી મુક્યા. એ " દ્રેગુ " બોલ ધાતુ મુજબ " દ્રિગુ " છે. આ મૂળ " ઇ " જે " દ્રેગુ " ઉચ્ચાર કરતાં નિ-કળી ગઇ તે પાછી " વર્યો " બોલમાં પુષ્ટિ માટે દાખલ થઇ " વઇર્યો " ઉચ્ચાર કરતાં તકી રહી છે.

આ બધી દલીલપરથી એટલું સાબિત થઇ શકે છે કે યથાના મૂળ બનાવનાર તો યથાના ૨૦ જ બોલ ગણતો, ને તેજ કારણે " અહૂ–વઇર્યો " એ બે છુટા બોલ નથી, પણ એક સમાસ શબ્દ છે. આ ગોઠવણી જાણ્યામાં આવ્યા-થી એ બોલનો અર્થ કરવો સહેલ પડેછે. એ બે બોલ સ-માસ શબ્દ હોવાથીજ તે " અહુનવર " કરી બોલાય છે.

હવે એ આખા યથાનો અર્થ નિચે મુજબ છે:—

| આખા યથાનો અર્થ ને તેની ટીકા. |
|---|

જેમ[1] વડો-દસ્તુર[2] એમ[3] દાવર[4] અષોઇ[5] વિગેરેથી[6]. દુનિયાના[7] લોકની[12] કર્ણીઓના[11] નેક[8] મનસ્નીના[10] ઘડનારે[9] મઝદાને[13] (પિછાણ્યો), અને[(?)] પાદશાહ[14] કે જે[17] દુર્વેશોને[18] પુરૂં પાડનારો[20] (તે તરીકે) અહુરને[15] પિછાણ્યો[16][19].

મતલબ એ છે કે જેમ દીનના કામમાં દસ્તુર અ-ષોઇ વડે મોટો છેઃ તેમ હકુમતના કામમાં દાવર રાસ્તી વડે મોટો છે. જે નેક મનસ્નીવાળા દસ્તુરે દીનદારોની કર્ણીને ઘડી તથા સુધારી, તેણેજ મઝદાને પિછાણ્યો; અને માત્ર તેણેજ અષો માણુસોની પરવરશ કરનાર પાદશાહ તરીકે અહુરને પિછાણ્યો.

૨૦ નખેતરોમાં ૧૨)મું નખેતર "અહુર" છે, ને ૨૦)મું નખેતર "મઝદા" છે. ૧૩)મા નખેતરથી ૨૦)મા નખેતર સુધી એટલે ૮ નખેતર (૧૮×૮=) ૧૪૪ દહાડા સૂર્ય ઉંચનો રહે છે. એ બન્ને નાકેદાર અમષાસ્પંદો મઝદા તથા અહુરની પિછાણ હોય તોજ તેઓ વડે બહેસ્તમાં પેસાય, એવું યથાનો બનાવનાર કહેવા માગે છે.

ચાલીશાંવાળા પંથીઓના મતને અનુસરી અષો ઝર-થુસ્ત આખા યથાના કલામ પર નિચે મુજબ ટીકા કરે છેઃ—

"જે કોઇ એ (કલામ) બુલંદ પઢયો તે કોઇએ તેને (=અહુરમઝદને) દસ્તુર તથા દાવર તરીકે પિછાણ્યો, એટલે કે પહેલી (=પઝતી) પેદાયશોમાંથી (તે કોઇ) તેને કેજે અહુરમઝદને ઓળખે છે; એટલે કે એને સૌથી મોટો જાણે છે, એટલે કે એને પેદાયશોનો સૌથી મોટો જાણે છે; એટલે કે મઝદાને પિ-છાણનારો "વડ્‌હેઉશ્" (=નેક માણસ) એ ત્રીજા ભા-ગને ભણે છે. "દઝ્દા મનડ્‌હો" (=મનનો ઘડનાર) એ

એને મન વડે પિછાણે છે; "મનડ·હો" (=મન) એટલાંએ એને મનને ઘડનાર તરીકે બનાવે છે; "શ્યઓથનનાંમ્" (=સારી કર્ણીઓ) એ દુનિયાના લોકને બનાવે છે. જે કોઇ જેને (યઝતી) પેદાયશોમાંથી પિછાણે છે; હે મઝદા! એમ તેને એટલે એને અહુરને (યઝતી) પેદાયશોના પાદ-શાહ તરીકે પિછાણે છે. "દ્રેધુબ્યો વાસ્તારેમ્" (=દુર્વેશો·ને પુરૂં પાડનાર) તે હે મઝદા! તારી પાદશાહીને પિછાણે છે, એટલે કે પાંચ ભાગ માટે સ્પિતમને (દીન-) દોસ્ત તરીકે (પિછાણે છે)"—(યશ્ન-૧૯).

હવે યથા અષેમ તો ૨૮ નખેતરોના બંધારણ પર છે. ચાલીશાંવાળા તો ૨૭ નખેતરો ગણુતા. એમ એ ક-લામ બનાવનાર ચાલીશાંવાળો જણાતો· નથી. એમ છતાં રવિ ૧૪૪ દહાડા ઉંચનો રહે છે, તેના (૧૩×૧૧) ૧૧ નખેતરો ને તેમના ૨૨) પક્ષ થાય. તેમજ ૧૪૩ દહાડાના ધંબારિયાંના ૫૭ પક્ષ થાય. દરેક ધંબારિયું ૫) દહાડાનું હોય છે. માટે ઉત્તર બાંધવાને યથાના ૨૨) બોલ, ને તેમાં ૫૭ સ્વર ને ૫૭ વ્યંજન છે.

"શ્યઓથનનાંમ્" બોલનું રૂપ "શ્કૃયઓથનનાંમ્" કરી ૧ વ્યંજન વધાર્યો, અને "ચા" બોલનું રૂપ "ચાઇ" કરી ૧ સ્વર વધાર્યો. આથી ૫૭ સ્વર તથા ૫૭ વ્યંજન થયા. "વઇર્યો" તથા "ચાઇ" એ બોલ છુટા પાડી ૨૦ બોલના ૨૨ બોલ કીધા.

હઝારીઓનો એવો મત હતો કે જ્યારે અહુર મઝદ અમષાસ્પંદે પેદાયશ સૃજતાં ગાવ્યોદાત ગાવ (=વરસિયો) પેદા કીધો, અને ગયોમરદના ખોળિયામાં પાક જાન ઉતા-રવાનો હતો, એવામાં ધનામીનો તેની સામે ચઢી આવ્યો, ને અષો પેદાયશને નુકસાન પહોંચાડયું. એ વેળા અહુર-મઝદ યથા પઢયો કેજ તે હેરેમન દફે થઇ પાછો નિચે ઉતરી પડયો હતો.

આ યથા પાંચ ભાગનો કહ્યો છે. તેથી તે ૨૦) બોલ વાળો, સ્પિતમના દ્વિકોવાળાનો જણાય છે. એ પરેઝગાર ઉંચનો સૂર્ય રાશિ-ચક્રના ૧૦-૧૪૪)મા અંશ સુધી ૧૩૫ દહાડાનો ગણુતો. સાલના ૨૭ નખેતર મુજબ ૧૩૫ દહાડાના ૧૦ નખેતર, ને ૨૦ પક્ષ થાય. એ નખેતરોની ૫) જોડ થાય. માટે તેને નમુને યથાના ૨૦બોલ ને ૫) ભાગ છે.

માટે ઝરથુસ્ત તેમના મતને અનુસરી કહે છે કે "અહુરે પઢેલા તમામ કલામને, અહુરમઝદના કલામને, અહુનવરને બુઝર્ગ અહુરમઝદ પઢયો, બુઝર્ગે (પેદાયશ) પુરી કીધી. દફે થયો નાપાક, દુર્વંદની વચ્ચે પઢવાએ. એમની વચ્ચે પઢયાએ નહિં નામોને, નહિં વચનોને, નહિં અક્ષરોને, નહિં ઇમાનને, નહિં એબાદતને, નહિં કર્ણીને, નહિં દીનને, નહિં રવાનોને, તેઓ વળગે"—(યશ્ન-૧૯).

**યથાના બોલોની જોડ.**

જેમ અષેમ વોહૂ બે બે બોલની જોડ કરી પઢાતો: તેમ યથા પણ બોલોની જોડ બાંધી પઢાતો જણાય છે. રવિની ઉત્તરની ચઢતી ચાલના માપે યથા છે. નજુમીઓ એવું માનતા કે ઉંચનો સૂર્ય નોરોઝે થાય છે, પણ ઉંચના રવિના કુદરતી ફેરફારો તો સૂર્ય ૨૩ અંશ નિચે હોય ત્યારથી થવા માંડે છે. માટે ખરેખરા ઉંચના રવિના દહાડા (૨૩+૧૪૪=) ૧૬૭ છે. એ મુદતના ૧૩ નખેતર થાય, માટે તેમના મુકાબલે યથાના બોલોની ૧૩ જોડ બાંધી પરેઝગારો પઢતા જણાય છે. એ જોડ ૧૩) મા પાને અંગ્રેજી આંકડે બતાવી છે.

હવે ૧૪૪ દહાડ ગણુનારાઓ તો માત્ર (૧૩×૧૧) અગ્યાર નખેતરો ગણુતા. માટે તેઓ તેની ૧૧ જોડ બાંધી પઢતા. "અડ-હેઉશ્ મઝ્દાઇ" તથા "આ યમ્ દ્રેધુવ્યો" એ બોલોની બેને બદલે એકેકી જોડ બાંધ્યાથી ૧૧ જોડ થાય છે.

જેમ મૂળ યથા અહુનવત ગાથા પંથની ખૂબી પર ઉંચના રવિ માટે છેઃ તેમ ૨૨) બોલનો આખો યથા પણ ઉંચના રવિની ખૂબી પરજ છે. એ યથામાં બે સાલનો મેળ રાખ્યો છે. તેના ૨૦) બોલ વડે ૨૦ નખેતરના સાલનો, અને ૫૬ સ્વર તથા ૫૬ વ્યંજન વાળા હરફો વડે ૨૮ નખેતરના સાલનો, મેળ દેખાડે છે.

**પાંચે ગાથાનો પંથ.**

યથા એ અહુનવત ગાથાના પંથ માટે છે. બહમન્યાંન સાલના મેળની હઝારાના સાલની ગ્રીષ્મ રૂતુ(=હુનાળો) રાશિ-ચક્રના ૬૨)મા અંશથી શરૂ થતી, અને તેની શરદ રૂતુની આખર રાશિ-ચક્રના ૨૪૧)મા અંશે પુરી થતી. ઉંચના રવિને અવસ્તામાં " હૂ-ક્રાષ્મો દાઇતિ" (=સૂર્યની ચઢતી ચાલનો દેખાવ) કરી કહ્યું છે ( વંદીદાદ—૭ ). બહમન્યાંન સાલ પાળનારાઓએ ઉંચનો રવિ ૨૨૫) દહાડા ગણ્યો, ને તે ૧૭મા રોજ સરોષથી શરૂ થતો, પણ તેમાં પર્વનો મેળ રહેતો નથી. માટે રાશિ-ચક્રના ૧૯)મા અંશ ફ્રવરદેગાનથી ઉંચનો રવિ ગણેલો જણાય છે. આ ૨૨૫) દહાડાના ગાથા પંથના પાંચ ભાગ પાડતા. વીશ નખેતરો ગણનારાઓએ પહેલો ભાગ ૧૪ પક્ષ એટલે ૧૨૬ દહાડાનો ગણ્યો, ને તેને " અહુન " નામે ઓળખ્યો. આ પહેલા ભાગ આખરે ( ૧૮+૧૨૬=૧૪૪=૭૨×૨ ) રાશિ-ચક્રના બે ઓતેરાં પુરાં થાય છે. ગાથા પંથનો બીજો ભાગ ચાર પક્ષ એટલે ૩૬ દહાડાનો છે, ને તેનું નામ " ઉશ્ત " છે. એ ભાગ આખરે ( ૧૪૪+૩૬=૧૮૦ ) રાશિ-ચક્રનો અરધો ભાગ પુરો થાય છે. ગાથા પંથનો ત્રીજો ભાગ પણ ચાર પક્ષ એટલે ૩૬ દાહાડાનો છે, ને તેનું નામ " સ્પેન્તા મઇન્યૂ " છે. એ ભાગ આખરે ( ૧૮૦+૩૬=૨૧૬ )=૭૨×૩=) રાશિ-ચક્રના ૩ ઓત્તેરાં પુરાં થાય છે. ગાથા પંથનો ચોથો ભાગ બે પક્ષ યાને ૧૮ દહાડાનો થતો, ને તેનું નામ " વોહૂ-ખષથ્રા "

છે, એ ભાગ આખરે ઉંચના રવિના ( ૧૨૬+૩૬+૩૬+૧૮=૨૧૬=૭૨×૩=) ત્રણ ઓત્તેરાં પુરાં થાય છે. ગાથા પંથનો પાંચમો ભાગ એક પક્ષ એટલે ૯ ) દહાડાનો છે, ને તેનું નામ " વહિસ્તોઇસ્તિ " છે. એ ભાગ આખરે ઉંચના રવિની આખર થાય છે, ને આદર માહને અર્દિ બહેસ્ત રોજનો હમકારો પડે ( ૧૮+૨૨૫=૨૪૩ ). આ ગણત્રીમાં ઋતુનો મેળ રહ્યો છે, તેથી જરથુસ્તે રાશિનો મેળ રાખવા પહેલો ભાગ ૧૫ ) પક્ષ યાને ૧૩૫ દહાડાનો, અને પાંચમો ભાગ બે પક્ષ એટલે ૧૮ દહાડાનો ગણી ૨૫૨) દહાડા ઉંચના રવિના ગણ્યા. એથી સૂર્ય રાશિ-ચક્રના ૧૯) મા અંશે ઉંચનો થતો તે ( ૧૮+૨૫૨=૨૭૦=૯ રાશિ ) નવમી રાશિ પુરી થતાં સુધી તે ઉંચનો રહેતો. આ પક્ષના મેળ મુજબ ઇજશ્નેમાં ગાથાના હાની સંખ્યા જરથુસ્તે રાખી છે. ગાથા પંથના આ પાંચ ભાગના નામ ગાથાના પાંચ દહાડાને ગયોમરદે આપ્યાં છે.

જેમ ત્રણ ઓત્તેરાની ખૂબીપર અષેમ્ વોહૂના ત્રણ ભાગ છે, અને પહેલાં ઓત્તેરાં આખરે ૪થું નખેતર "અષ વહિસ્ત " હોવાથી એ બંદગી " અષ વહિસ્ત " કહેવાય છેઃ તેમ ગાથા પંથનો પહેલો ભાગ " અહુન-વત " (=અહુનવાળા ) ગાથાનો હોવાથી યથાને " અહુન-વર્ય (=મોટો અહુન ) કહેલો જણાય છે.

અહુન એટલે જીવવાળો, ગયો મરદના તોખમમાં ઉંચનો રવિ થતાંજ જીવ આવ્યો હતો ( જમ્યાદ યસ્ત-૮ ) માટે અહુન વર્ય ઉંચના રવિના પહેલાં ઓત્તેરાંનું પણ નામ હોઇ શકે.

**યેડ્હે હાતાંમના બંધારણના ભેદ.**

ચાલીશાંના પંથીઓ રાશિ-ચક્રના ૧૦) મા અંશથી ૧૨૦ દાહાડા સુધી 'અહુન' ગણુતા, તેથી તે ૧૨૯)મા અંશે પુરો થતો. અમરદાદ સાલ ગણનારા સાતમા

અંશથી રવિ ઉંચનો થતો ગણતા, તે ૧૨૯)મા અંશ સુધી અહુન ગણતા. તેથી અહુનના ૧૨૩ દહાડા એટલે ( ૩×૪૧=૧૨૩ ) ૪૧ નવસાહ થતા. ૧૨૩ દહાડાના ૪૧ નવ સેહની ખૂબીપર જરથુસ્તે " યેઙ્હે હાતાંમ્ " માં ૪૧ સ્વર ને ૪૧ વ્યંજન રાખ્યા છે, ને ૧૩૫ દહાડાના ૧૫ ) પક્ષવાળા અહુનની ખૂબીપર તેમાં ૧૫ બોલ રાખ્યા છે.

એ કલામ નિચે મુજબ છેઃ—

યેઙ્હે[૧] હાતાંમ્[૨] આઅત્[૩] યેસ્ને+પઇતી[૪] | વઙ્હો+મઝદાઉ[૫] અહુરો+વએથા[૬] અષાત્[૭] | હ્યા+યાઉઙ્હામ્ચા[૮]+તાંસ્ચા[૯]+તાઉસ્ચા[૧૦] યઝમઇદે[૧૧] | =

(printed numerals above the Avesta words in order: ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ / ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ / ૧૫)

જેની[૧] ( =મઝદા અમષાસ્પંદની આરાધના ) અમષાસ્પંદોની[૨] આરાધનામાં[૪] તો[૩] બુલંદ[૫] બહેતર[૬], મઝદા[૭]—અહુર[૮] સવાબથી[૧૧] વાકેફ[૯]; ( અષોદાતની ) ખાહેશ[૧૨]—રાખનારી (=આર્મઇતિ ઇજદ) ને-તથા તેઓ[૧૩] (=નરની સુરતના અમષાસ્પંદો)-તથા તેણીઓ[૧૪] (=નારીની સુરતના અમષાસ્પંદો)ને આરાધીએ[૧૫] છીએ.

આ કલામમાં ૪૧ સ્વર તથા ૪૧ વ્યંજન નિચે મુજબ છેઃ—

૧૧અ+૧૧આ+૪ઇ+૪ઉ+૬એ+૨)ઓ+૩આં=૪૧ સ્વર થયા. તેમાં સાત મૂળાક્ષરો છે.

૩ઙ+૪ચ+૨જ+૬ત+૧થ+૨)દ+૧)ન+૧)પ+૪મ+૪ય-+૧)ર+૨)વ+૪સ+૬હ=૪૧ વ્યંજન છે. તેમાં ૧૪ મૂળાક્ષરો છે.

આ કલામમાં સમાસ શબ્દને એક બોલ ગણી લેતાં કુલે ૧૪ બોલ છે. ૧૧આ+૩આં એ ૧૪ હરફ માટે એમાં ૧૪ બોલ ખરેખરા છે, ને તે ૧૪ બોલ ઇજસ્નેના

૨૮–૪૧ મા સુધીના ૧૪ હાની મુકાએલ છે.

કદીમ દીનૂમાં ઉંચનો રવિ ૧૪૪ દહાડા ગણાતો. આથી ઉંચની ચાલના મૂખ્ય મથકો માટેની ખૂબી જે રાશિ–ચક્રના ૧૦)મા, ૧૯)મા, ૭૨)મા, અંશમાં તથા તીર્યાંન સાલના પહેલાં ચાલીશાંમાં છે તે એ કલામમાં સમાવી છે.

વીશ નખેતરવાળું કદીમ સાલ રાશિ–ચક્રના ૧૪૪)મા અંશે આખર થતું. તે પર પાંચ દહાડા ગાથાના ગણતાં તે ૧૪૯મા અંશે પુરૂં થતું. પણ ઉંચનો રવિ માત્ર ૮ નખેતર (૧૮×૮=) ૧૪૪ દહાડા ગણાતો, તેથી, તેની આખર ૧૪૪)મા અંશેજ ગણી, ૧૩૯મા અંશે સાલની આખર ને પાંચ દહાડા ગાથાના એવી ગણત્રી ચાલેલી જણાય છે. ૧૭)મા અંશે રવિ ઉંચનો થતો ને ૧૩૯) મા અંશ સુધી તે રહેતો. માટે (૧૩૯–૧૬=) ૧૨૩ દહાડા રવિ ઉંચનો રહેતો. ઓગણીસમા અંશે રવિ ઉંચનો થઇ ૧૪૪) મા અંશ સુધી (૧૪૪–૧૮=) ૧૨૬ દહાડા રહેતો, એમ વળી બીજા ફિર્કાવાળા ગણતા. એક નવસેહ ત્રણ દહાડાનો હોવાથી ૧૨૩ દહાડાના (૩×૪૧) ૪૧, અને ૧૨૬ દહાડાના (૩×૪૨) ૪૨ નવસેહ થતા. એ ૪૧ નવસેહની ખૂબી પર એ કલામમાં ૪૧ સ્વર તથા ૪૧ વ્યંજન છે.

બહમન્યાંન સાલ પાળનાર ઉંચનો રવિ ૧૭ મા અંશથી ગણતા જણાય છે. એથી તેમનો અહુન ૧૨૬ દહાડાનો થતો. ૧૨૬ દહાડાના ૪૨ નવસેહ થાય. માટે એ કલામમાં ૪૨ સ્વરનો મેળ લાવવા "યેડ·હે" શબ્દનું રૂપ "યએડ·હે" કરી ૧ અ વધાર્યો ( સરોશ યશ્ત–૨). એમ છતાં વ્યંજન તો ૪૨ ન કરતાં ૪૧ જ રહેવા દીધા. "તાંસ્ચા" બોલ ખરાં રૂપે "તએસ્ચા" છે. એ કલામમાં ગાથાની બાનુ ઇજદોની ખૂબી છે. માટે તેમાં ૧૪ આ સમાવી ખરેખરા ૧૪ બોલ કીધા છે. "તએ" રૂપમાં બે સ્વર હોવાથી સ્વરની સંખ્યા વધી જાય. માટે બન્ને સ્વરો

"અએ" નો લોપ કરી તસ્=તઃ ૩૫ થાય તેનું " તાં " ૩૫ કરી ૧આં વધારી ૧૪આ મેળવી મુક્યા છે.

ચાલીશાંના પંથીઓ ઉંચનો રવિ ૧૦મા અંશથી થતો ગણતા. માટે ઉંચનો રવિ ( ૧૪૪—૯=) ૧૩૫ દહાડા ગણાતો. કદીમ દીનમાં એક નખેતર ૧૮ દહાડાનું ગણાતું, ને ૯ નવ દહાડાના બે પક્ષ ગણાતા. એ પક્ષ "અમષાસ્પંદ"ના નામે ઓળખાતો.

આ ૧૩૫ દહાડાના ( ૯×૧૫=૧૩૫ ) પંદર પક્ષ થતા. તે ૧૫ પક્ષની ખૂબી પર એ કલામમાં ૧૫ બોલ મુક્યા છે. જેમ હઝારાની ખૂબી હઝારીઓએ યથા અષેમમાં મુકી છેઃ તેમ આકેબતના વખતની ખૂબી ચેડહે હાતાંમમાં મુકી છે. તે ખોરશેદની ન્યાયશમાં એ વિષે ઝરથુસ્તે વાપરેલી એ કલામની ગોઠવણી તથા તે વિષે સમજાવેલા ખુલાસા પરથી એ હકીકત વધારે ખુલ્લી જણાય છે. જેમ મહેર પંથના ૧૬)ના આંકડાની ખૂબી તેમણે યથામાં મુકીછેઃ તેમ તેમના ૧૫ ) ના આંકડાની ખૂબી પાછી આ કલામમાં રાખી છે. વીશ નખેતરો વાળાં કદીમ સાલનું ૧૬) મું નખેતર " હાત મરેનિશ " (=સવાબનો શુમાર કરનાર ) છે. તેના અર્થની ખૂબી પર એ કલામમાં હકીકત સમાવી છે. ઉંચના રવિની ચાલના મૂખ્ય સ્થાનકો મુજબ એ કલામમાં તેમના સંબંધે આવતી હકીકત સમાવી છે.મૂળ યથામાં યઝતી બાબતમાં એજ હિકમત વાપરી છે.

બહમન્યાંન સાલ બહમન માહના બહમન રોજથી બેસે છે. રાશિ—ચક્રનો ૧૦ મો અંશ તે એ સાલનો (૬૪+૧૦=) ૭૪ મો દહાડો છે. મહેર પંથીઓ સાલના ૨૭ નખેતર ને ૫૪ પક્ષ ગણતા. એ શાલનો ૧૦)મો પક્ષ " અહુર " ને ૧૧ મો પક્ષ " મઝદા " ગણાતો. ૧૧) પક્ષના ૭૪. દહાડા થાય. માટે ૭૪)મા દહાડે મઝદા પક્ષ પુરો થાય, તે "મઝદા" પક્ષના અમષાસ્પંદ માટે એ કલામનો પહેલો બોલ

" યેડ્હે "(=જેની) છે. " જેની " એ બોલ " મઝદા-
ની " એ અર્થે વાપર્યો છે. તેને બદલે ખૂદ " મઝદા "
બોલ વાપરત તો ૭ તથા ૮)મા નંબરે ગોઠવેલા બોલ
" મઝદા—અહુર " માં રાખેલી ખૂબી બંધ ન બેસત, તેમ-
જ સ્વરોનો મેળ પણ તુટી જાત.

રાશિ—ચક્રના ૧૦)મા અંશે રવિ ઉંચનો થાય છે ત્યાં-
થી એ કલામ શરૂ થાય છે, એ કલામનો બીજો બોલ હા-
તાંમ્ (=અમષાસ્પંદોની ) છે તે ૧૯) મા અંશે રવિ ઉંચનો
થાય છે ને તે પણ શરૂ થાય છે. ખોરદાદ સાલનો ત્રીજો પ-
ક્ષ " દાતા " (=દાદાર ) એ હાતાંમની મુકાએલ છે. વીશ
નખેતરોવાળું કદીમ સાલનું ૧૬)મું નખેતર" હાત મરેનિશ્"
( સવાબનો શુમાર કરનાર ) રાશિ—ચક્રના ૫૫) મા અં-
શે હઝારીઓનું સાલ બેસે છે તેનીજ જોડે બેસી ૭૨)
મા અંશે પુરૂં થાય છે, ગયો મરદી સાલનો ૧૧)મો પક્ષ
" મઝદા " ૭૪)મા અંશે પુરો થાય છે, અમરદાદ સાલ-
નો " અહુર " પક્ષ એજ ૭૪,મા અંશે પુરો થાય છે.
એમ ૭૪)મા અંશે મઝદા તેમજ અહુર પક્ષ પુરા થવાથી
તે પક્ષને મઝદા—અહુર કરી એ કલામમાં કહ્યું છે. ગયો
મરદી સાલ બેઠા પછી અમરદાદ સાલ બેસેછે. માટે " અ-
હુર—મઝદ " ૩૫ ન.વાપરતાં " મઝદા—અહુર " ૩૫ વા-
પર્યું છે. એ મઝદા—અહુર પક્ષ " હાત—મરેનિશ્ " નખે-
તરમાં સમાય છે, તેને માટે મઝદા—અહુર છેવટ ઈનસાફ ક-
રતી વખતે આદમીના સવાબથી વાકેફ કહેલા જણાય છે.
૧૧) મો બોલ "હચા" પુરો થતાં રાશિ—ચક્રનો ૧૦૮) મો
અંશ પુરો થાય છે, ને તીર્યાંન સાલ પણ (૧૦૩+૫=૧૦૮)
પુરૂં થાય છે. ૧૨ ) મો બોલ યાઉડ્હાંમ્ (=અષોદાતની
ખાહેશ રાખનારી ) તીર્યાંન સાલથી શરૂ થાયછે. એ ખાહે-
શ રાખનારી તે આર્મઇતિ ઇજત છે. કદીમ સાલનું છેલ્લું
ચાલીશું તે તીર્યાંન સાલનું પહેલું ચાલીશું છે. એ બે મો-

ટાં સાલના મેળના ચાલીશાંને બુઝર્ગ ગણ્યું છે. એ ચાલીશાંને "આર્મઇતિ" કરી કહ્યું છે./ ૨૮ નખેતરોના ગયોમરદી સાલના મેળ મુજબ એ ચાલીશું ૧૦૫)મા અંશથી શરૂ થઇ ૧૪૪)મા અંશે પુરૂં થાય છે. એ ચાલીશાંમાં ૩ નખેતરોના ૭ પક્ષોના ૭ અમષાસ્પંદો સમાય છે. તેઓ નર જાતિના છે. તેમને માટે "તેઓ" કરી એ કલામમાં કહ્યું છે. નવ નવ દહાડાવાળા ૪ પક્ષો ૧૦૯–૧૪૪=૩૬ દહાડામાં સમાય છે. એ પક્ષોના અમષાસ્પંદો નારી જાતિના છે. તેમને માટે એ કલામમાં "તેણીઓ" કરી કહ્યું છે. આ ૭ અમષાસ્પંદો કદીમ સાલની આખરના છે, માટે તેઓ આખર ઝમાને કયામત વખતે ખપ આવવાના. માટે તેમને આરાધવા એ કલામમાં કહ્યું છે.

એ કલામ ત્રણ ભાગે પઢવા ફરમાવ્યું છે. દરેક ભાગમાં ૫) બોલ આવે છે. ૫) બોલના ૫) પક્ષના ૪૫) દહાડા થાય. ૧૩ દહાડાનું એક નખેતર ગણતાં એ ૪૫ દહાડાના ૭ પક્ષ થાય, ને ૧૮ દહાડાના એક નખેતર મુજબ ૫) પક્ષ થાય. માટે ૭ તથા ૫) પક્ષોનો મેળ રાખી ભાગ પાડયા છે. એમ દરેક ભાગ ૭ પક્ષ યાને ૭ અમષાસ્પંદોનો બનેલો છે.

ઝરથુસ્તની ટીકા.

યેડ·હે હાતાંમની ટીકા અષો ઝરથુસ્તે ઇજશ્નેના ૨૧)મા હામાં નિચે મુજબ કરી છે:—

"યેડ·હે એ મઝદા (=૧૧ મા પક્ષ) ની આરાધના દેખાડે છે. મતલબ કે દાત (=દાદાર) વડે અહુરની આરાધના હાતાંમ્ બતાવે છે; મતલબ કે, અષોદાતની ખાહેશ રાખનારાઓ સાથે ખાહેશ રાખનારીઓને (ઇજવું) યાઉડ·હાંમ્ (બતાવે છે), એટલે મૂળ અષો બાનુઓમાંની આર્મઇતિને ઇજવું બતાવે છે. મતલબ કે ત્રણે ભાગો અમષાસ્પંદોને (=૭ પક્ષના ૭ અમષાસ્પંદોને) આરાધવું (બતાવે છે).

આખો કલામ કોણુને ઇજવા લાયક ? એ ઇજસ્ને પસ્નના ઉલટા ભાગ (=ગાથા પંથ, ઉંચના રવિના ભાગ) વાળા અમષાસ્પંદોને. ( ઇજવા લાયક છે ). ત્યારે અહુર મઝદે કહ્યું કે જે કોઇનેથી નેકી ( તે ) નેકી એને. ચાહે તે હુકુમત કરનાર મઝદા (=કદીમ સાલના છેલ્લાં નખેતરનો અમષાસ્પંદ ). આ ઉલટા કલામ વડે અહુરે શું જાહેર કીધું? જવાબ દીધો કે ( આકેબતની ) નેકી. પાછું કહ્યું કે હૈયાત, તથા થઇ ગયલા, તથા થવાના તમામ અષોને નેકી. બુઝર્ગે બુઝર્ગને કહ્યું. બુઝર્ગ મઝદાએ બુઝર્ગ અષો (=ગયો મરદ) માટે કહ્યું."

હઝારાનું મૂળ તત્વ બોત્તેર છે. રાશિ-ચક્રના ૭૨)મા અંશે મઝદા પક્ષ તેમજ અહુર પક્ષ જોડાજોડ મળે છે. માટે એ મેળ વેળા આકેબતની નેકીની વાત એક બીજાને ઉપલા કલામ વડે કહી સંભળાવી હતી, એમ એ ટીકાની મતલબ છે.

**ટીકાનો ખુલાસો.**

રાશિ-ચક્રના ૧૦-૧૪૪) મા અંશ સુધીમાં ત્રણ મોટા ભાગો છે. પહેલો ભાગ ( ૯+૪૫=૫૪ ) હઝારાના સાલની આખર તેમજ વસંતની આખર બતાવે છે. બીજો ભાગ ( ૫૪+૪૫=૯૯ ) એ આવાં સાલની (૨૧૯+૨૪૦=૪૫૯=૩૬૦+૯૯) ગ્રીષ્મ રૂતુની આખર દેખાડે છે. ત્રીજો ભાગ ( ૯૯+૪૫=૧૪૪ ) કદીમ સાલની આખર દેખાડે છે. આકેબતના સુખને હાંસલ કરવા માટે કોણ કોણુની આરાધના કરવી તે એ કલામ દેખાડે છે.

કદીમ દીનમાં ૨૦ નખેતર ને તેના ૪૦ પક્ષ ગણાતા. એ પક્ષોના મેળ મુજબ ઇજસ્નેના ૭૨ હાનો મેળ અષો ઝરથુસ્તે રાખ્યો છે. કદીમ દીનના ગાથાથી, એટલે રાશિ-ચક્રના ૧૪૧ મા અંશથી, ઇજસ્નેના હાની શરૂઆત ગણી હઝારાના સાલના બાર માસની આખરે, એટલે ગા-

થા બાતલ રાખી ૪૯) મા અંશે, ૭૧ હાની આખર લાવી મુકી છે. કુલ હાની સંખ્યા ૭૨ કરવાને ૭૧) મા હાના બે ભાગ કરી ૭૨ હાનો મેળ કરવામાં આવ્યો છે. એમ ઇજસ્નેના હાની કુલ સંખ્યાનો મેળ કદીમ સાલથી શરૂ કરી હમારાના સાલ આખર લાવી મુકયો છે. ઇજસ્નેના પહેલા ૨૭ હા રાશિ–ચક્રના ૧૪૧)મા અંશથી શરૂ થઇ ૧૮) મા અંશે પુરા થાય છે. એમ નિયમા રવિની ચાલે એ ૨૭ હા છે. ત્યાર પછી ૨૮–૪૧ સુધીના ૧૪ હા અહુનવત ગાથાના છે, તે ૧૯) મા અંશથી ૧૪૪) મા અંશ સુધી ઉંચના રવિની ચાલ માટે છે. માટે ૨૭ હાની યસ્નનો, ઉલટો આવતો, સામો ભાગ તે અહુનવત ગાથા છે, ને તે અહુનવત ગાથાના ૧૪ હાના મુકાબલે ૧૪ બોલની "યેડંહે હાતાંમ્" છે. માટે એ યેંઙહે હાતાંમને પઇતિ–યસ્ન (=અહુનવત ગાથા) તેમજ પઇતિ–વચ (=ઉલટો કલામ) કરી કહ્યો છે. એ કલામ કદીમ દીનના સાલના પાછલા ભાગ માટે આકેબતની ખુબી દેખાડે છે, તેથી તે હાની તેમજ કર્દાની આખરેજ વપરાયો છે.

ગથાના ૨૦ તથા ૨૧ બોલમાં ભેદ.

જેમ (૧૦–૧૪૪=) ૧૩૫ અંશના માપના મુકાબલે યેડંહે હાતાંમ્ છે: તેજ માપે ૨૦ બોલનો યથા છે. તે યથા ૨૭ નખેતરો વાળાં ગયોમરદી સાલ પાળનારાઓનો છે. ૧૩૫ દહાડાના (૧૩॥×૧૦=૧૩૫) દશ નખેતર થાય. તેના ૨૦ પક્ષ થાય. તે ૨૦ પક્ષોના અમષાસ્પંદોના માપે ૨૦ બોલ યથાના છે.

દીનના સાલ મુજબ પહેલા નવસેહના છેલા દહાડે, ૩ જા અંશે, ઉંચનો રવિ થવા માંડે છે, ને તે માટે હામિન બેસી રપિથ્વન ઇજાય છે, તેથી (૩–૧૪૪=) ૧૪૨ દહાડા અહુનના ગણી સાત દહાડાનો એક પક્ષ મંડાણે વધ્યો, તેને માટે યથાના ૨૦ બોલના બદલે ૨૧ બોલ ગણ્યા છે.

યથા યઝતી શા કારણે.

એ પક્ષોના મુકાબલે યથાના બોલ ગોઠવેલા હોવાથી પક્ષોવાળા અમષાસ્પંદોના નામના અર્થ પરથી મૂળ યથા યઝતી ગણેલો જણાય છે. મૂળ યથા તેમજ તેના મુકાબલે આવેલા પક્ષોના નામના અર્થ નિચે મુજબ છેઃ—

યથા[૧] અહૂ[૨] વઇર્યો[૩] અથા[૪] રતુશ્[૫] અષાત્[૬] ચીત્[૭] હચા[૮]=

પાસ્બાન[૧], દાદાર[૨], પરવરશ કરનાર[૩], જાણનાર, ઘણોજ[૪] બુઝર્ગ મીનો[૫], તનં દરસ્તી[૬] આપનાર, ઘણોજ તન દરસ્તી[૭] આપનાર, અધોરનાન[૮].

૩)જા તથા ૫)મા બોલ—અહુ તથા રતુ—ની ખૂબીપર મૂળ યથા હોવાથી તે પદનાર દાદાર તથા સ્પેન્તા મીનો (=ઘણોજ બુઝર્ગ મીનો ) છે, ને છેલ્લા બોલથી તે દસ્તુરાંન દસ્તુર જણાયછે. આ મૂળ યથા ૧૮ અસડ દહાડા વાળાં આઠ નખેતરના માપે છતાં તેના બોલ ૧૩ા દહાડાના બે પક્ષ થાય તે પક્ષના મેળે છે, તેથી જણાયછે કે મૂળ યથા છૂટો ન હોય, પણ આખા યથાના મૂળ ભાગ તરીકે ઓળખાયો હોય. ૨૭ નખેતરોના ૫૪ પક્ષ ગણનારા હઝારીઓએ એ મૂળ યથા રાશિ—ચક્રના ૩-૫૬ મા અંશ સુધી હઝારાના સાલની આખર સુધી ગણેલો જણાયછે.

મૂળે તો યથા ૨૦ બોલનોજ હતો. તેનો અરધો ભાગ ૧૦ બોલે થાય. ૧૦ મો બોલ દઝદા (=ઘડનાર ) છે, તેના પર બાકીના યથાની હકીકત આધાર રાખેછે. ૧૦ પક્ષના ૬૭ા દહાડા થાય. રાશિચક્રના ૧૦)મા અંશથી ઉંચનો રવિ થાયછે ત્યાંથી એ પક્ષોની શરૂઆત ગણીછે, તેથી ૧૦મા બોલે (૯+૬૭ા=) ૭૭ મો દહાડો રાશિ-ચક્રપર આવે. દીન મુજબ ઉંચનો રવિ ૩)જા અંશે રપિથ્વન ઇજાય ત્યાંથી ગણાયછે. માટે ૩ ૭૭ સુધીમાં ૧૧ પક્ષ પુરા થાય. ૧૧

મો પક્ષ મઝદા છે. માટે એ કલામમાં કહેછેકે દીનની રાહે દીનદારની કર્ણીનો ઘડનાર " મઝદા " અમષાસ્પંદ (=૧૧ મા પક્ષ) ને પિછાણેછે. ૧૦)મા અંશથી પક્ષો ગણુતાં ૭૭-મા અંશે ૧૦)મો પક્ષ અહુર પુરો થાય. ૭૭) મો રોજ સરોષ છે. દુર્વેશો એટલે ગરીબ માણસોનું પુરૂં કરનાર સરોષ યઝત છે ( સરોષ યશ્ત વડી-૫ ). માટે દુર્વેશોનો પાદશાહ સરોષ યઝત છે. તેથી ફરી કહેછે કે દીનદારની કર્ણીનો ઘડનાર ૧૦) મા પક્ષ " અહુર " અમષાસ્પંદને દુર્વેશોનુ પુરૂં કરનાર પાદશાહ તરીકે પિછાણેછે. મતલબ કે અહુર પક્ષની આખર સરોષ રોજ વડે ઓળખાય છે. એમ યેડ.હે હાતાંમમાં દેખાડ્યું છે, તેમ ત્યાં પણ મઝદા–અહુરની ખૂબી યુક્તિબંધ દેખાડી છે.

**ગુનાહના નિવારણ માટે યથા અષેમ પઢવા.**

હઝારાના વરસોની સંખ્યાની કુદરતી ગોઠવણીમાં યથાના હરફોની કુલ સંખ્યાની મુકાબેલના વરસોની સંખ્યા પહેલી આવેછે,ને ત્યાર પછી અષેમના બોલોની મુકાબેલની સંખ્યા આવે છે તે ૩૫ ) મા પાને દેખાડ્યું છે. એથી યથા, અષેમ, તથા યેડ.હે હાતાંમના ત્રણ કલામોમાં બુઝર્ગવારોએ યથાને બરતરી આપી ફરમાવ્યુંછે કે જેમને ન્યાયશ યશ્ત પઢતાં ન આવડે તેમણે આફ્રિગાન તેમજ પતેત એ દરેક માટે ૧૨૧ યથા તથા ૧૨ અષેમ પઢવા; સરોષ યશ્ત વડી તથા ખુરશેદ ન્યાયશ એ દરેક માટે ૧૦૩ યથા પઢવા; અહુર–મઝદ યશ્ત બદલ ૧૦૩ યથા ને ૧૨ અષેમ પઢવા; સરોષ યશ્ત હાદોખ્ત બદલ ૭૫ યથા પઢવા; મહેર, આવાં, માહ, તથા આતશ ન્યાયશ, તેમજ ગેહ એ દરેક બદલ ૬૫ યથા પઢવા (રેહબરે દીને ઝરથુસ્તી, પાને ૭૭). આ ફરમાન દએ તથા તીર્યાંન સાલની ખૂબીપર છે.

સૂર્ય-માર્ગના ગોળવાને મીનો અલબરૂઝ કહ્યો છે. તે ઈંડાં જેવો છે ( બુન દેહસ્ને-૪ ). એના બે ભાગ છે કો-

હે તીરૂ (=અં.-તએર) તથા અલ બરૂઝ ( અં.-હર બેરેઝઈતિ ) એ બે ભાગ છે (કિત્તો-૩૫). ઉત્તરાયન તે કોહે તીર છે, અને દક્ષિણાયન તે અલબરૂઝ કોહ છે. આ ઈંડાંના આકારની આકૃતિનો અરધો ભાગ ડુંગરા જેવો છે, તેથી તેને "કોહ" એટલે ડુંગરો કહ્યો છે. હામૂન સરોવરમાં પડતી સિસ્તાનમાં આવેલી ( બુન દેહશ્ને-૧૮ ) કાંસવ નદીથી (કિત્તો-૬૪) આ બે કોહ જુદા પાડેલા જણાય છે ( વંદીદાદ-૧૯ ). કોહે તીરવાળા ચઢતી ચાલના ઉંચના રવિના માપ મુજબના ભણતર ગુનેહગારને, સજા તરીકે, ભણવાને બહુ ઉપયોગી છે.

હએ સાલનું દક્ષિણાયન રાશિ-ચક્રના ૧૦૬ મા અંશથી ૨૯૦ મા અંશ સુધી છે, અને ઉત્તરાયન-૨૯૧ મા અંશથી ૧૦૫ અંશ સુધીછે. પણ તીર્યાંન સાલ મુજબ ૧૦૩. મા અંશે એટલે તીર્યાંનના પર્વના દહાડે ઉત્તરાયન પુરૂં થાયછે. એ બે ઉત્તરાયન તથા દક્ષિણાયન ઉત્તર દક્ષિણ ઉભી લીટીએ જોડાય છે, તે લીટી સૂર્ય-માર્ગની ધરી છે.



આ ધરી સીધી ઉત્તર દક્ષિણ નથી, પણ મારવા ઉગામેલી લાકડીના રૂપે છે. આ પાસેની આકૃતિમાં આડી ટીપકાંવાળી લીટી સૂર્યમાર્ગના ઉપલા તથા નિચલા બે અરધા ભાગ પાડે છે. આ લીટીના ડાબા છેડાથી સૂર્ય ઉંચનો થઇ ધરીના ઉપલા છેડા સુધી પુગે તેટલો સૂર્ય-માર્ગ તથા આખી ધરી છરા જેવી જણાય છે.


સરોષ યઝતનો છરો

આ છરો પાસેની આકૃતિમાં દેખાડયા મુજબ ઉંચો ધરીને ઉગામેલો હોય તેવો દેખાય છે. એ છરાનું મોં ઉત્તર-પશ્ચિમ રહે છે. આ છરો તેજ ધાર ને તેજ અણીવાળો

( વંદીદાદ–૧૪ ), ધ્રાડચાં કરે તેવો, દેવોના માથાપર ઉગામેલો ( સરોષ યસ્ત વડી–૧૨ ) જેવો દેખાયાથી તે સરોષ યઝતનું ઉગામેલું હથિયાર કહેવાય છે ( સરોષ યસ્ત-૭ ). એટલા માટે સરોષ યઝતને "દેવોના માથાપર હથિયાર બે હાથમાં ધરી રાખનાર" કરી કહ્યોછે ( વંદીદાદ–૧૯ ). આ હથિયારને "હૂઆવઅેષ" સરોષ યસ્ત વડી ( કર્દા–૧૨ ) માં કહ્યાથી, તે હથિયારને કદીમ દસ્તુરો "ગવાઝ્ન" કહી ગયા છે.

સરોષ યઝત પાસે આ હથિયાર જેવું દેવોને મારવાના સંબંધે છે, તેવું હથિયાર દેવના રાહે ચાલનાર ગુનેહગાર આદમીને મારવાના સંબંધે "ઉગામેલો કોરડો" પણ છે. તે કોરડાને "સ્રઓષો–ચરન" કરી કહેલો જણાય છે.



કોરડો.

કોરડાની ડાંડી એ સૂર્ય–માર્ગની ધરી છે. ઉત્તરાયનનો ઉંચના રવિવાળો ભાગ તે કોરડાની ચાબકી છે. આ ચાબકી ૧૦૩ અંશની છે.

ઉંચના રવિને અવસ્તામાં "તેજ ઘોડાવાળો સૂર્ય" કરી કહ્યો છે. રવિ સાત માસ ઉંચનો રહે છે, તેનો આકાર રાશિ-ચક્રપર ઉછળતા ઘોડા જેવો છે. ૧લા અંશથી તે ઉંચનો થવા માંડે છે. તે દહાડાથી રવિ ઉંચનો થાય છે તે ૧૦૩ દહાડા સુધી ઉત્તરાયનની આખર સુધી રહેછે. પાસેની આકૃતિમાં દેખાડ્યા મુજબ વિષુવવૃત (Equincctial) એ ચાબુકની ડાંડી છે, ને ઉત્તરાયનનો ૧૦૩ અંશવાળો ભાગ તે ચાબકી છે.



ચાબુક

આ બન્ને હથિયાર સાધારણ અર્થે "આલાત" બોલાય છે. વંદીદાદમાં મોટાંમાં મોટી સજા દરીઆઇ કુતરા ( Otter )ને મારી નાંખનારના માટે છે. એ દરીઆઇ

કુતરાને મારી નાખનાર ખોરદેહ અવસ્તામાંના દશ હઝાર ( કલામ ) ઘોડાના આલાતે પઢે, દશ હઝાર ( કલામ ) સરોષના આલાતે પઢે ( વંદીદાદ—૧૪ ). આ ઘોડાનું આલાત તે તેજ ઘોડાવાળા ઉંચના રવિનો ચાબુક છે. સરોષનું આલાત તે તેનો કોરડોછે. ચાબુક વડે એટલે વિષુવવૃત પર આવેલા ઉત્તરાયનના ૧૦૩ અંશના માપની બંદગી—ખુરશેદ ન્યાયશ—માટેના ૧૦૩ યથા દશ હઝાર વાર પઢવા ફરમાવે છે. સરોષના કોરડા વડે ધરીપર આવેલા ઉત્તરાયનના ૧૦૩ અંશના માપની બંદગી—સરોષ યશ્ત વડી—ના ૧૦૩ યથા દશ હઝાર વાર પઢવા ફરમાવે છે.

એમ સૂર્ય—માર્ગની વિષુવવૃત તથા ધરીની વચ્ચે આવેલા ઉંચના રવિના ૧૦૩ અંશ વાળા ઉત્તરાયનના ભાગને બુઝર્ગી આપી છે. એમાંથી દહાડે ખોરશેદ ન્યાયશ ને રાતે સરોષ યશ્ત પઢવા માટે મૂળ ફરજ નિકળે છે, અને તે ન આવડે તેવા દીનદારને ૧૦૩ યથાથી કામ ચલાવવાને જોગવાઇ કરી આપી છે. વિદ્વાનો ચાબુક ને કોરડો ખરૂં મારવાનું હથિયાર સમજી આ ફરમાનના હસવા જોગ અનર્થ કરે છે. કોઈ કહે ગુનેહગારને દશ હઝાર ફટકા મારે, કોઇ કહે દશ હઝાર ખરવસ્તર ફટકાએ હાંકી કાઢે ! !

હાલની વિદ્યા પ્રમાણે ઉત્તરાયનમાં સૂર્ય ૧૮૬ દહાડા, ૨૧ કલાક, ૩૮ મિનીટ, ૨૪ સેકંડ રહે છે, અને દક્ષિણાયનમાં ૧૭૮ દહાડા, ૮ કલાક, ૩૪ મિનીટ, ૬ સેકંડ રહે છે ( Patel's Chronology—p. 40 ). ઉત્તરાયનમાં સૂર્ય ૧૮૬ દહાડા રહે છે એ " કેમ્ ના મઝ્દા " ના ત્રીજા ફકરાના બંધારણ પરથી જણાય છે, તે નિરંગ કુસ્તિના પ્રકરણમાં પુરવાર કર્યું છે. ગાથા વરસ આખરે ગણાયાથી ગયો મરદે તે દહાડા દક્ષિણાયનમાં ગણ્યાથી ઉત્તરાયનમાં ૧૮૦ દહાડા ને દક્ષિણાયનમાં ૧૮૫ દહાડા ગણ્યા

છે. આ કારણે આ દીનદારોએ પણ ઉત્તરાયનમાં (૭૫+૧૦૩=) ૧૭૮ દહાડા દએ સાલ બેસતાંથી તે તીર્યાંન સાલના પર્વે સુધી ગણ્યા. હવે તીર્યાંન સાલ તો રાશિ-ચક્રના ૧૦૫) મા અંશથી બેસતું, એટલે કે તીર માહના તીર રોજ પર એક દહાડો પડ્યા પછી બેસે, તેથી તીર્યાંન સાલની વૃષા, શરદ, તથા હેમંત રૂતુના ( ૧+૧૨૧+૬૫= ) ૧૮૬ દહાડા દક્ષિણાયનમાં ગણ્યા. શરદ રૂતુ પુરી થાય ને નીચનો સૂર્ય પણ હેમંત રૂતુ બેસતાં પુરો થાય. એ માટે ૧૨૧ તથા ૬૫ એ બે ભાગ દક્ષિણાયનના કર્યા છે. દએ સાલ તથા તીર્યાંન સાલ જોડે ગયોમરદી સાલનો મેળ રહ્યાથી ૭૫-૧૦૩ તથા ૧૨૧-૬૫ એ આંકડા નિકળે છે, અને નક્ષત્ર-વરસના મેળ માટે ૩૬૪ દહાડા કુલે છે. આથી જણાશે કે ઉત્તરાયનથી ઉચનો રવિ થતાં સુધી માટે સરોષ યસ્ત તેમજ અહુર મઝદ યસ્ત દએ દાદારના પહેલા ભાગ માટે છે. ઉંચનો સૂર્ય તીર્યાંન સુધી ચઢતો રહે તે માટે ખુરશેદ ન્યાયશ તેમજ મોટી સરોષ યસ્ત છે. દક્ષિણાયનના ઉપલા ભાગની બે રૂતુ-વૃષા ને શરદ-માટે પતેત તથા આફ્રિગાન છે. તદન નીચના સૂર્ય વાળી હેમંત રૂતુ માટે ખુરશેદ સિવાયની બીજી ચારે ન્યાયશો તેમજ અર્દિ બહેસ્ત યસ્ત છે.

અહુર મઝદ યસ્ત માટે ૧૦૩ યથા જોડે ૧૨ અષેમ પઢવામાં આવે છે, તેમાં એક અંતર ખૂબી છે. તીર્યાંન સાલના ઉંચના રવિના ૯૦ દહાડા રાશિ-ચક્રના ૧૦૩ મા અંશે પુરા થાય છે, અને બહનચ્યાંન સાલના ઉંચના રવિના ૯૦ દહાડા ૧૧૫) મા અંશે પુરા થાય છે. માટે બે સાલના (૧૧૫-૧૦૩=) ૧૨ અંશના ફેર માટે ૧૨ અષેમ છે. હવે ૧૦૫) મા અંશથી દક્ષિણાયન શરૂ થાય છે. માટે દક્ષિણાયનના આ ૧૨) અંશ માટે ૧૨ અષેમ છે. હવે પતેત તથા આફ્રિગાન માટે ૧૨૧ યથા જોડે

૧૨ અપેમ પઢવામાં બીજી અંતર ખૂબી છે. રવિની ઉંચ-
ની ચાલના ૨૨૫) દહાડા ગણાતા. ગયો મરદી સાલ ઉં-
ચનો રવિ થતાંજ બેસતું. માટે રાશિ-ચક્રના ૨૨૫) મા
અંશે ઉંચના રવિની ચાલ પુરી થાય. ઉંચનો રવિ ૧૯મા
અંશથી શરૂ થતાં એ ચાલ (૧૮+૨૨૫=) ૨૪૩)મા અંશે
પુરી થાય. ૨૪૩) મા અંશ સુધી ઉંચની ચાલ ગણ્યાથી
અમરદાદ સાલથી ૨૪૩) મા અંશ સુધી (૨૪૩-૬=)૨૩૭
દહાડા ઉંચની ચાલના ગણાયા. માટે (૨૩૭-૨૨૫=) ૧૨
ઉંચ અને નીચની ચાલ વચ્ચે રહેલા અંશ માટે ૧૨ અ-
પેમ છે. પતેતમાં ૨૧) યથા ને ૧૨) અપેમ લખ્યા છે તે
પણ એજ ૩૩ અંશના ધોરણ પર છે. ૨૦૫) મા અંશે
અયાથ્રેમ ધંબાર બેસે છે ને સૂર્ય વિષુવવૃતના વાંક પરથી
ઉતરે છે, પછી ૨૧ અંશ હેઠે ઉતરે છે ત્યારે નીચલી
ચાલ શરૂ થાય છે, ને ૨૨૫) મો અંશ આવે છે. આ પ-
છી ૧૨ અંશ ચાલે છે કે નિચનો સૂર્ય થાય છે. માટે
આ ઉંચ ને નિચની ચાલ વચ્ચે આવતા ૨૧ તથા ૧૨
મળી ૩૩ અંશ માટે ૨૧ યથા ને ૧૨ અપેમ છે.

એવીજ ખૂબી માટે હોશ બામમાં પાંચ યથા શરૂ
ભણવા ફરમાવે છે, ને પછી ૨૧) યથા ને ૧૨) અપેમ.
રપિથ્વન યાને ગરમીનો વખત વરસમાં સાત મહીના રા-
શિ-ચક્રના ૩-૨૧૨) મા અંશ સુધી છે. તેજ મુજબ
દિવસ પણ ૨૧૨ અંશ, ને રાત ૧૪૮ અંશની ગણેલી
દેખાય છે. સૂર્યના ઉદયથી સૂર્ય-ટાગ માત્ર ૧૮૦ અંશ ર-
હે. માટે (૨૧૨-૧૮૦=) ૩૨ અંશ બામદાદના રહ્યા. એ
૩૨ અંશ માટે “ નેમસેતે હોશબામી ” ના ૩૨ બોલ છે.
એ ૩૨ અંશના બે કલાક ને આઠ મિનીટ થાય, માટે
તેટલા વખતની બામદાદ ઠરી છે. હવે અઢી ઘડીનો એક
કલાક થાય, માટે બે કલાકની પાંચ ઘડી થાય. તે માટે
પાંચ ઘડી માટે પાંચ યથા છે હવે એક ઘડીની ૨૪ મિ-

નીટ થાય. એ માટે ઘડીના મેળ માટે ૩૩ અંશીની પા૫) ઘડીનો મેળ રાખવા ૨૧ યથા + ૧૨ અષેમ છે. એમ પૃથ્વિની તળે પણ સૂર્ય ફરે છે માટે પૃથ્વિ ગોળ છે, એમ નિકળે છે. ઘડીની ગણત્રી ચાલીશાં વાળાઓની જણાય છે. સરોષ બાજમાં ૫) યથા ને ૩) અષેમ છે, તે પણ એ જુદી જાતના સાલના ઉંચના રવિના મેળના ફેર મુજબ છે. ઉત્તરાયન દએ સાલથી શરૂ થાય છે, ને ગયોમરદી સાલથી ઉંચનો રવિ થઇ ૧૦૪ દહાડા એટલે આઠ નખેતર (૧૩×૮) સુધી રહે છે. હવે દએ સાલ તો ૨૭ નખેતરના મેળવાળું હતું. માટે ગયોમરદી સાલ પર એ ૨૭ નખેતરવાળાં સાલના મેળે ૮ નખેતરના (૧૩॥×૮=) ૧૦૮ દહાડા થાય. તીર્યાંન સાલના ૧૨ માસ ૧૦૩ અંશે પુરા થાય ને ૫) દહાડા ગાથાના મળી તીર્યાંન સાલ ૧૦૮) મા અંશે પુરૂ થાય છે. માટે ૧૦૮ અંશ સુધી ઉંચનો રવિ જણ્યો. આવાં સાલ આવાંના પર્વથી શરૂ થતું. તે મેળે આવાં સાલની ગ્રીષ્મ રૂતુ ૧૦૦ અંશે પુરી થાય ને ઉંચના રવિની આખર આવે. માટે (૧૦૮−૧૦૦=) ૮ અંશનો ફેર રહ્યો. દએ સાલ મુજબ ઉત્તરાયન ૧૦૫)મા અંશે પુરૂં થાય. માટે ઉત્તરાયનની અંદરના (૧૦૫−૧૦૦=) ૫) અંશ માટે ૫) યથા છે. દક્ષિણાયનના (૧૦૮−૧૦૫=) ૩ અંશ નિચના છે, તે માટે ૩ અષેમ છે.

ગુનેહગારને પઢવાના યથાની સંખ્યા રૂતુના અંશની સંખ્યા મુજબ ફરમાવેલી હોવાથી એ પઢવાના અમુક યથાને "રતુ-ગાથા" (=રૂતુના મેળના ગાથા-યથા અષેમ) નામ આપેલું જણાય છે (યસ્ન-૧૯). * આ યથા બે માંથ-નો છે, એટલે ૮ બોલવાળો મૂળ યથા એ પહેલું માંથ છે,

---

* રૂતુઓ છ છે. ઉત્તરાયન ઉતરાણ એટલે મકર સંક્રાંતિ બેસેછે. તેમાં શિશિર, વસંત, ગ્રીષ્મ રૂતુ આવેછે; અને દક્ષિણાયન વરસાદની રૂતુથી બેસેછે, તેમાં વર્ષા, શરદ, ને હેમંત રૂતુ આવેછે.

અને બાકીના ૧૨ ) બોલવાળો પાછલો ભાગ એ બીજો માથ્રછે. એમાં મૂળ યથા બરતર ગણાય છે, કારણ કે તે ખુદ અહુર મઝદના સંબંધે છે. એટલા માટે અહુરમઝદ કહેછે કે "યથાનો તે મારો ભાગ (=મૂળ યથા), હે સ્પેન્તમાન ઝરથુસ્ત! વચ્ચે બોલ્યા વગર, વચ્ચે છોડયા વગર, પઢાતો, વચ્ચે બોલ્યા વગરના, વચ્ચે છોડી દીધા વગરના પઢાતા બીજી રતુઓવાળા ગાથાઓમાંના સો (ગાથા) ની બરાબર; ત્યારે વચ્ચે બોલેલો, વચ્ચે છોડી દીધેલો પઢાતો (એ ભાગ) બીજી રતુના દશ (ગાથા) ની બરાબર" (યસ્ન—૧૯). મતલબ કે પહેલા આઠ બોલવાળો યથા એટલો બુઝર્ગી ભરેલો છે કે એક તુટો ભાગે પણ પઢેલો યથા દશ અષેમની બરાબરી કરી શકેછે, અને વગર તોડવે પઢેલો યથા તો સો અષેમ પઢવાથી સવાબ મળે તેટલું સવાબ તે હાંસલ કરાવે છે. ઝમાનાની મુદતના વરસોની ગોઠવણીમાં (૪,૩૨,૦૦૦=૩૮૨૫ ×૧૧૨+૩૬૦૦) યથાના હરફો જેટલા રવિના દોર પહેલા છે, ને પાછી જે શેષ રહ્યા તે અષેમની બરાબર છે. આ શેષ પહેલા ભાગનો શહેજે સોમો ભાગ છે. માટે એક યથા સો અષેમ જેટલો છે. ૩૮૨૫ વરસે રવિ મેષ રાશિ ચઢેછે, ને પાછાં ૩૮૨૫ વરસે પાછો ઉતરે છે. એ વિષે "કુબીસા" ના વિષયમાં સમજાવ્યુંછે. ઉપલો મત હઝારીઓનો છે.

> યઝતી યથાની બુઝર્ગી.

રવિની ઉંચની ચાલનો પંથ સરોષની પાસ્બાનીનો કહેવાય છે. સરોષ યઝતને "તખ્મ તનુ-માંથ્ર" વાળો કહ્યો છે. "તખ્મ તનુ" તે છાતી છે, ને છાતીના માપનું માંથ્ર તે ૪૭–૧૦૩ મા અંશ સુધીના ૫૭ અંશ માટે ૫૭ સ્વર તથા ૫૭ વ્યંજનવાળો યથા છે. તે "સરોષ બાજ" ના વિષયમાં સમજાવ્યુંછે. એટલા માટે એ યથાને સરોષ યઝતનું હથિયાર ગણ્યું છે (વડી સરોષ યસ્ત—૯).

> યથા એ સરોષનું હથિયાર.

બલાગત દફે ક-રવા યથા પઢવો.

અહુર મઝદ અમષાસ્પંદ યથા ત્રણુ ભાગે (બુન દેહસ્ને-૧) પઢી તેની સામે આવેલા તેના વેરી ધનામીનોને દફે કીધો હતો (યસ્ન-૧૯). એવો ઝરથુસ્તને ભૂત ભોળવવા આવ્યો ત્યારે તેમણે ચાર ભાગવાળો યથા પઢી તેને દફે કીધો હતો. (જુઓ પાને ૯-૧૦) એટલા માટે કુવામાંથી પાણી કાઢતાં દરૂજોને હડાવવા પરેઝગાર યથા પઢેછે (સદ દર-૩૪), અને બલાગત કે તેનો ચારો જોતાં પણ મક્કમ દિલે યથા પઢેછે કેજ તે દફે થાયછે.

એવીજ રીતે શુભ કામ કરતાં દર્વંદી નડે નહિ તે માટે શરૂઆતમાંજ "યથાની મદદ" એ બોલો પરેઝગાર તેમજ સાલેક બોલી તે કામ શરૂ કરેછે.

૧, ૨, ૬, ૯, ૧૧, ૧૨, તથા ૨૧ યથા પઢવામાં ભેદ.

મેળ વગર કુદરતે કોઇ વસ્તુ પેદા કરી નથી. કુદરતી બાબતોની અનેક જાતની ગણત્રીઓમાં યથાનો મેળ મળતો આવ્યાથી યથાની બુઝર્ગી ગણાઇ છે. એટલા માટે કદીમ બુઝર્ગવારોએ એવું ફરમાવ્યું છે (રેહબરે દીને ઝરથુસ્તી-પાને ૭૯) કે હરેક કામ પુરૂ થાય ત્યારે ઘરમાંથી બહાર નિકળતાં, ઘર પાછાં આવતાં, કોઇ સાથે વાત કરતાં, હરેક કામ શરૂ કરતાં, હાકમ તથા બુઝર્ગો અગાડી જતાં, પોતાનું લેણું લેતાં, દેવું આપતાં, કામ કરી પાછા આવતાં, એક યથા પઢવો; હરેક દુઆ માગતાં બે યથા પઢવા; ફરઝંદો માટે શુભ કામ કરતાં, કોઇ સાથે તકરાર કરતાં, તકરારમાં ફાવ્યા પછી, છ યથા પઢવા; જમીનમાં રોપતાં ૯ યથા પઢવા; છોકરી આપતાં યા લેતાં, ચોપગાં ખરીદ કરતાં, તબેલા બનાવતાં, અગ્યાર યથા પઢવા; પહાડ, કિલ્લા, યા પૂલપર ચઢતાં, નિચાણ જગામાં ઉતરતાં, ગામમાં પેસતાં, રસ્તે ભુલા પડતાં બાર યથા પઢવા; મુસાફરી કરવા જતાં, એકવીશ યથા પઢવા. એમ

૧,૨,૬,૯,૧૧,૧૨, તથા ૨૧ યથા પઢવા ફરમાન છે તે ઉ-ચનો રવિ ૧,૬,૭,૧૦,૧૭, તથા ૧૯ મા અંશે થાયછે તે એક બીજાના મુકાબલે જે ફેર રહે તે ફેરની સંખ્યા મુજબ છે. ૭-૬=૧ માટે ૧ યથા; ૧૯-૧૭=૨ માટે બે યથા; ૭-૧=૬ માટે છ યથા; ૧૯-૧૦=૯ માટે નવ યથા; ૧૯-૭=૧૨ માટે બાર યથા જણાય છે. બહમન્યાંન સાલની ગ્રીષ્મ રૂતુ ૧૧૫ મા અંશે ( ૬૫+૧૧૫=૧૮૦ ) પુરી થાય, અને. આવાં પર્વથી બેસતી હેમંત રૂતુ મુજબના સાલની ગ્રીષ્મ રૂતુ (૨૧૯+૨૪૦=૪૫૯-૩૬૫=) ૯૪ મા અંશે પુરી થાય. માટે એ બે સાલની ગ્રીષ્મ રૂતુવાળા ઉંચના રવિના ફેર ( ૧૧૫-૯૪=)૨૧ અંશ માટે ૨૧ યથા પઢવાનું જણાય છે.

અહુરમઝદ યસ્તમાં ૧૦ યથા તથા ૧૦ અષેમના ભેદ.

એમજ અહુરમઝદ યસ્તમાં ૧૦ યથા ને ૧૦ અષેમ પઢવામાં આવેછે, તે પણ ઉત્તરાયનની બે જાતના સાલની ગણત્રીના ફેર પ્રમાણે છે. દએ સાલ મુજબ ઉત્તરાયન ( ૭૫+૧૦૫=૧૮૦ ) ૧૦૫ ) મા અંશે પુરૂં થાય. બહમન્યાંન સાલ મુજબ (૬૫+૧૧૫=૧૮૦ ) ૧૧૫ મા અંશે ઉતરાયન પુરૂ થાય, તીર્યાન સાલ મુજબ ૧૦૪ મા અંશે પુરૂં થાય, અને આવાંના પર્વના મેળે ૯૪મા અંશે પુરૂં થાય. એમ ૯૪-૧૦૪=૧૦ માટે ૧૦ યથા છે; અને દક્ષિણાયનવાળા ૧૦૫-૧૧૫=૧૦ માટે ૧૦ અષેમ છે. એમ બે ગણત્રીમાં મેળ રાખતી સંખ્યાને બુઝર્ગ ગણી છે. આવી બારીક ગણત્રીઓ ને ઉંડી ફિલસુફીઓ સુધરેલ લોક વગર હોય નહિં, ને તે દેખાડનાર મહાન ફિલસુફો જણાય છે.



# અષેમ્ વે.હૂના ભેદ.

ગાથા પંથના ૨૨૫) દહાડામાં પહેલા ૧૪૪ દહાડા સર્વ ઉંચની ચાલનો રહે છે તે ચાલની ખુબી પર જેમ પથા છેઃ તેમ બાકીના ૮૧ દહાડાની રવિની ઉતરતી ચાલની ખુબી પર અષેમ છે. કદીમ માઝદયસ્ની દીનમાં સાલના ૨૦ નખેતર ગણાતાં. એ નખેતરોના નામ અહુર મઝદ યસ્તમાં હજી રહ્યાં છે. એ સાલ શરદ રૂતુ બેસતાં શરૂ થતું. પાંચમી રાશ સિંહ રાશિના ૧૪૦,૧૪૫, તેમજ ૧૫૦ મા અંશથી રવિ નિચનો થઇ પોતાના ઘરથી નિકળે છે ત્યાંથી એ સાલની શરૂઆત ગણાતી.

ચાલીશાંના પંથના સુધારકો વરસના ૨૭ નખેતર ગણતા, ને તેમના ૫૪ પક્ષ ગણતા. એ ૫૪ પક્ષોના નામ અહુરમઝદ યશ્તમાં હજી રહ્યાં છે. કદીમ સાલના ૨૦ નખેતરોના ૪૦ પક્ષ ગણાતા. બન્ને જાતના પક્ષોનો મેળ આ ક્લામમાં રાખ્યો છે.

એકવીશમા નખેતર ઉત્તરષાઢાના ચોથા ભાગમાંથી "અભિજીત" નખેતર ગણવામાં આવે છે. એ અભિજીત નખેતર "ગઞો" નામે જુદું ગણાતું. આથી ૨૭ નખેતરોના ૨૮ નખેતરો ગણાતાં. એ નખેતરો સ્થિર તારાના ઝુમખાં હોવાથી તેઓ ગ્રહોની માફક ફરતાં નથી, તેથી દુઃખ દેણ નથી. પણ "હમેશ અષોઇ ભરેલાં" રહે છે (મીનો ખીરદ). એ કારણે એ નખેતરો તેમજ તેમના પક્ષો "અમષાસ્પંદ" કરી કહેવાય છે.

**અષેમનું બંધારણ.**

કદીમ સાલના નખેતરનો દરેક પક્ષ નવ દહાડાનો ગણાતો, અને ૨૭ નખેતરના સાલના નખેતરનો દરેક પક્ષ ૬–૭ દહાડાનો ગણાતો. ૮૧ દહાડાના ગાથા પંથના માપના નવ પક્ષ કદીમ સાલના છે, તેને મુકાબલે અષેમના ૧૨ બોલ છ-

તાં તેમાં ૮ અ રાખ્યા છે. ૨૭ નખેતરોના સાલનો દરેક પક્ષ સરાસરી ૬ાા દહાડાનો થયાથી ૮૧ દહાડાના ૧૨) પક્ષ થાય. તે ૧૨ ) પક્ષની ખૂબી પર અષેમના ૧૨ બોલ છે. સાલના ૨૮ નખેતરોના મુકાબલે એ ૧૨ બોલ ૨૮ સ્વર તથા ૨૮ વ્યંજનના બનાવ્યા છે. જેમ બેબે પક્ષોથી દરેક નખેતરનું જોડકું બને છે: તેમ નખેતરો પણ નર માદાના જોડકાં ગણાતાં (યશ્ન-૫૫). આ કારણે સ્વર વ્યંજનના હરફોના ૨૮ જોડકાં એ કલામમાં છે.

**અષેમની મતલબ.**

દીનદારે કરેલું સવાબ રસ્તાખેઝ યાને કયામત વખતે મળવા વિષેની યાદ એ કલામમાં છે. નવ રાશિ પુરી કરી દશમી રાશિમાં રવિ હશે, ને દશમો હઝારો પુરો થશે, ત્યારે કયામત થશે. "કેઆમતના નવ મહીના અગાઉ આ જહાન તમામ આદમીઓને આઝાર દેનારી થશે.... તેમ આ જમીન આદમીઓને આઝાર દેનારી થશે, કારણ કે આદમીઓએ એ જમીન પર ઘણો ગુનાહ કીધાછે. પછી આતશ તમામ આદમીઓનો ધનસાફ કરશે; કારણકે આ જહાનમાં આતશ છે તે આદમીઓનું સવાબ તથા ગુનાહ જુએ છે. પહાડોમાં સાત ધાતુઓ છે. તેઓ ગળીને જમીનપર નદી માફક વેહેશે. તે નદી અષો માણસ પાર કરશે ત્યારે તેમને તે પાણી ગાયના તુરત દોહેલાં દુધ જેવાં ગરમ લાગશે. દોઝખી ગુનેહગારો તે નદીના પાણીમાં બળતાં પોકારો કરશે ( બુન દેહશ્ને, પ્રકરણ ૫૮ ).

કયામતના દહાડે અહુરમઝદ, સઓશ્યોસ પેગમ્બર સાથે, યજશ્ને કરશે. યજશ્નેના હોમનું પાણી સઘળાં ગુજરેલાંને જીવતાં કરેલાંને પાશે તેથી તેઓ બધાં મોત વગરના, અમર્ગ થશે. એ બધાં માણસો કદે ૪૦ વરસની ઉમ્મરનાં જેવાં થશે. જેમણે યજશ્ને, ગેતી ખરીદ, કે ચેહારમનો સેઆવ ન બજાવ્યો હશે તેમનું રવાન કેઆમત

સુધી તે જહાનમાં નાગુંજ રહેશે. જેમણે સેઆવ ઇનબી અશો મોબેદને અશોદાતમાં આપ્યો હશે તેમને બહમન અમશાસ્પંદ દશ ગણી કિમત વાળો ઉંચો વાગો તે જહાનમાં આપશે. એ નામાં સ્વાનોને દાદાર હજસ્તે ક્યામત વખતે કરીને વસ્ત્ર આપશે ( કિત્તો-૬૯ ). બહમન, અર્દિબહેસ્ત, તથા આદર વક્ત રસ્તાખેજને ખપનાં છે ( જમ્યાદ યસ્ત-૮ ).

એ અહુરમઝદ, બહમન, અર્દિબહેસ્તની ખૂબી અષેમમાં તેના બનાવનારે યુક્તિબંધ મુકી છે. એ બનાવનાર આ કેઆમતની વાત તેમજ ૨૭ નખેતરોના સાલના પક્ષનાં નામની ખૂબી સમજાવે છે, તેથી તે ચાલીશાંના પંથવાળો છરાની હોવો જોઇએ.

એમાં ૨૮ સ્વર તથા ૨૮ વ્યંજન નિચે મુજબ છે: —

૯અ+૫)આ+૭ઇ+૩ઉ+૩એ+૧ઓ=૨૮ સ્વર છે.

એમાં ૬ મૂળાક્ષરો છે.

૧ય+૩વ+ ( ૪હ+૧લ) +૭ત+( ૪શ+૩ષ+૨)સ=)૯ +૩મ=૨૮ વ્યંજન છે. તેમાં ૮ મૂળાક્ષરો છે. એમ સ્વરના ૬ અને વ્યંજનના ૮ મૂળાક્ષરો મળી ૧૪ મૂળાક્ષરો થયા. પણ સ, શ, ષ એ ત્રણ હરફોને સરસામાં ગણી ૧)જ મૂળાક્ષર ગણતાં શ તથા ષ બાદ જતાં ૮ ને બદલે ૬ વ્યંજન મૂળાક્ષર રહ્યાથી ૧૨ મૂળાક્ષરો કુલે રહેશે. એમ ૧૨) બોલના મુકાબલે ૧૨ મૂળાક્ષર થયા.

અષેમ એ એક માંથ છે. માંથમાં જેટલા બોલ હોય તેટલાજ તેમાં ઘણું કરી અ હરફો હોવા જોઇએ. અષેમમાં છુટા બોલ ૧૨ છે. વોહૂ-વહિસ્તેમ, ઉસ્તા-અસ્તી, તથા અષાઇ-વહિસ્તાઇ એ ત્રણ સમાસ શબ્દો હોવાથી ખરેખરા બોલ ૯ છે. તે ૯ બોલ માટે તેમાં ૯ અ છે. આ સમાસ શબ્દો પકડાયાથી તેમનો અર્થ બંધ બેસતો

થઈ શકે છે. એ અ ૧૨) નહિં પણ ૯ રાખવામાં જોડ-ની ખૂબી રાખી છે. સ્વર તથા વ્યંજનના જાતવાર હરફો ઉતરતાં પ્રમાણમાં છે. ૯અ+૭ઈ, ૫આ+૩ઉ, ૩એ+૧ઓ, એમ સ્વરોની જાતની ત્રણ જોડ છે. એવીજ રીતે ૯ સ-સ્સા+૭ત, ૫)હ+૩મ, ૩વ+૧ય, એમ ૩ જોડ વ્યંજનની જાતવાર છે.

જેવી રીતે સ્વરો તથા વ્યંજનના હરફોની ત્રણ જોડ રાખી છેઃ તેવીજ રીતે એ કલામના બાર બોલની પણ ત્રણ જોડ રાખી છે.

અષેમના બોલ જોડમાં પઢવા-માં ભેદ.

અષેમના ૧૨ બોલ ૨૭ નખેતરોના સાલના ૧૨ પક્ષની મુકાબેલ છે. પહેલા ૨૦ પક્ષની મુકાબેલ યથાના ૨૦ બોલ છે. ૨૧-૩૨) મા પક્ષની મુકાબેલ અ-ષેમના ૧૨ બોલ છે. ૭ નખેતર માટે આખો અષેમ હો-વાથી બે બે બોલની જોડ બાંધી ૭ જોડમાં અષેમ ઘણો બુઝર્ગવારો પઢે છે. એક નખેતરના બે પક્ષની મુકાબેલ એ-મ બે બોલની જોડ છે. પણ ૨૦ નખેતરોના સાલના પ-ક્ષની તેમજ ૨૭ નખેતરોના સાલના પક્ષની મેળ પડતી સંખ્યા મુજબ મૂળ બનાવનારે જોડના બોલની ગોઠવણી રા-ખી છે. ૨૭ દહાડામાં ૨૦ નખેતરોના સાલના ૩ પક્ષ થાય, ને ૨૭ નખેતરોના સાલના ૪ પક્ષ થાય. એમ ૨૭ દહાડે બન્ને જાતના પક્ષનો મેળ આવે. મેળમાંજ વૃદ્ધિ ને બળ છે. માટે એ ચાર પક્ષના મુકાબેલ ૪ બોલની દરેક જોડ એના બનાવનારે બનાવી છે. એજ જોડે પઢવા ઈ-જશ્નેના ૨૦ મા હામાં દેખાડયું છે. એ કલામ નિચે મુ-જબ છેઃ—

અષેમ્[1] વોહૂ[2]-વહિસ્તેમ્[3] અસ્તી[4] ‖ ઉસ્તા[5] અસ્તી[6] ।
ઉસ્તા[7] અહ્માઇ[8] ‖ હ્યત્[9] અષાઇ[10] । વહિસ્તાઈ[11] અષેમ્[12] ‖

સવાબ[1] નેકોના[2]—સૌથી[3]—નેક અમશાસ્પંદને[4] ( પહોંચે );
નેક[5] અમશાસ્પંદ[6]—વડે[7] નેકી[8] એને[9] ( પહોંચે ) જ્યારે
અર્દિ[10]—બહેસ્તને[11] અષોઇ[12] ( પહોંચે ત્યારે ).

એ કલામની મતલબ પુરેપુરી એ છે કે આ જહાનમાં કરેલું સવાબ નેક અમશાસ્પંદોમાંના સૌથી નેક અમશાસ્પંદને એટલે અહુરમઝદ અમશાસ્પંદને પહોંચે. આખર ઝમાને અર્દિબહેસ્ત પાદશાહને જ્યારે અષોઇ પહોંચે, એટલે આખર ઝમાનાનો અષો પેગમ્બર કેઆમત કરવા આતશ અગાડી ઇજસ્ને કરી તેની યારી માગે, ત્યારે એ અષેમ જેની નેયતે પઢે તેને બહમન અમશાસ્પંદની મારફતે, કરેલાં સવાબના બદલામાં, નેકી પહોંચે. મતલબ કે એ અમશાસ્પંદ એને કશો આઝાબ પડવા દે નહિં.

**અષેમ પર અષો ઝરથુસ્તની ટીકા.**

અષેમનો મૂળ અર્થ બહુ ભેદ ભરેલો હોવાથી અષો ઝરથુસ્તે ઇજસ્નેના ૨૦) મા હામાં નિચે મુજબ ખુલાસો કર્યો છે·

" પઢયો અહુરમઝદ—અષેમ્ વોહૂ-વહિસ્તેમ્ અસ્તી—( સવાબ નેકોના સૌથી નેક અમશાસ્પંદને ). વોહૂ-વહિસ્તેમ્ (=નેકોના સૌથી નેક) એને (=અહુરમઝદને ) ઓળખાવેછે. જે મિસાલે વોહૂ-વહિસ્તેમ્ અસ્તી (=નેકોના સૌથી નેક અમશાસ્પંદ ) એ કલામની અગાઉ પોતાને માટે ( અહુરમઝદ ) ખૂદને બનાવેછે; ઉસ્તા અસ્તી ઉસ્તા અહ્માઇ (=નેક અમશાસ્પંદ વડે નેકી એને ) નેકી-તે વડે તમામ અષો (=બહમન અમશાસ્પંદ )ને તમામ અષો મરદને ઓળખાવે છે. જે મિસાલે ( પેલી જહાન ) પહોંચવાએ તમામ અષો આદમીને તમામ અષો આદમીને ઓળખાવે છે. હ્યત્ "અષાઇ" વહિસ્તાઇ અષેમ્ (=જ્યારે અર્દીબહેસ્તને અષોઇ ) એ આખાં માંથ્ર માટે બાખું ( નાનું ) માંથ્ર દેખાડે છે, એટલે કે " અષાઇ " (=અર્દીબહેસ્ત ) પાદશાહને ઓળખાવે

છે; અને જે મિસાલે અષેમ્ ( ઈન્દોને બોલાવી ) યારી માગતા અષો મરદને દેખાડે છે; અને જેવી રીતે અષેમ પાદશાહી કરવાનાઓને દેખાડે છે, એટલે કે સઓષ્યાંસો માટે ત્રણે ભાગને ( અષેમ દેખાડે છે. )

હવે એ ટીકાનો ખુલાસો એવો છે કે વોહૂ-વહિસ્તેમ એ બે છુટા બોલ ગણ્યા નથી, પણ માત્ર એક સમાસ શબ્દ ગણ્યો છે. વોહૂ-વહિસ્તેમ્ ૨૨ તથા ૨૩ મા પક્ષ-દાદાર તથા પાસ્બાન-ના મુકાબેલ છે, તેથી નેકોનો સૌથી નેક તે દાદાર અહુર મઝદ છે. અસ્તી (=અમષાસ્પંદ ) વડે પોતાને સારૂ પોતાને દેખાડે છે, એટલે કે અસ્તી બોલ ૨૪મા પક્ષ-પરવરશ કરનાર-માટે હોવાથી પોતે પેદા કરેલી પેદાયશની પાસ્બાની તથા પરવરશ કરવા અગાઉ અમષાસ્પંદ તરીકે પોતાનેજ બનાવતો હતો. નેકી વડે નેક નેકને ઓળખે છે. બહમન અમષાસ્પંદ નેક છે, માટે નેક માણસને તે ઓળખે છે. એવીજ રીતે અષો રવાન હોય છે તે અષો રવાનને ઓળખે છે. બીજે અસ્તી ૨૬ મા પક્ષ-ઘણુંજ જાણનાર-ની મુકાબેલ છે, તે બહમન અમષાસ્પંદ અક્કલ પર મવક્કલ હોવાથી તેને માટે છે. ૨૮ મા પક્ષ-પ્રુધ માંથ્રવાળા-ની મુકાબેલ અહ્માઇ (=એને ) બોલ છે. માટે તે માંથ્ર ભણનાર અષો મરદ માટે છે, "હ્યત્ અષાઇ વહિસ્તાઇ અષેમ્ " એ ચાર બોલ ૧૦ સ્વર તથા ૧૦ વ્યંજનના બનેલા છે. જેમ આખા અષેમના બાર બોલ બાર હઝાર દેખાડે છેઃ તેમ એ ચાર બોલ ચાર યુગ, ને તેના ૧૦ દશ હરફો ૧૦ ઝમાના દેખાડેછે. એમ આખો અષેમ જેમ માંથ્રછેઃ તેમ એ ચાર બોલ પણ માંથ્ર છે. અષાઇની મુકાબેલ ૩૦ મો પક્ષ-ઘણોજ આપખુદી પાદશાહ-છે, માટે તેને અર્દી બહેસ્ત પાદશાહ કહ્યો છે. એ અર્દીબહેસ્ત પાદશાહ તે આતશ બહેરામના આતશ માટે છે. ઈન્દોને બોલાવતો અષો મરદ તે આખર ઝમાનાનો પેગમ્બર છે. તે ઇજશ્ને

પછી ઇજદોની યારીએ રસ્તાખેઝ કરશે. એ પેગમ્બરની અ-મારઈ આતશ બહેરામને પહોંચે, એટલે તે પેદા થઇ અહીં બહેસ્તને ઇજે, ત્યારે નેકી પહોંચે એવી મુરાદ છે. ઝમાનાના વરસોની ગોઠવણીમાં { ૪,૩૨,૦૦૦=( ૩૮૨૫×૧૧૨)+ ૩૬૦૦ } છેલ્લાં ૩૬૦૦ વરસ અપેમની મુકાએલ ( ૩૦૦×૧૨ ) છે. અપેમના ત્રણ ભાગ છે. માટે ૩૬૦૦ના ત્રણ ભાગમાં, એ-ટલે ૧૨૦૦ વરસના અંતરે, ત્રણ પેગમ્બરો થશે. એ ત્ર-ણ પેગમ્બરો હોશેદર બામી, હોશેદર માહ, તથા સઓ-શ્યાંસ છે.

રસ્તાખેઝની જગા.

દાદાર જ્યાં ઉતરી ગુજરેલાંને ઉઠાડવાનો તે જગા બહુ જાણવા લાયક હોવી જોઇએ. મહેર પંથીઓનો મત એવો હતો કે કંગદેજ ગુફામાંના અપો મરદ તથા ઓરતો-માંથી ૧૫ જોડાં અમર્ગ રહેશે. તે ૧૫) જોડાં સઓશ્યાંસ પેગમ્બરની યારીએ કેઆમત કરવાને જશે (બુન દેહશ્ને. -૬૮ ). એ ત્રણે પેગમ્બરો સીસ્તાનમાં આવેલી કાંસવ નદી પાસે આવેલા કોહે ખોદા નામના ડુંગરા પરથી પેદા થશે એવું કહ્યું છે ( કિસો-૬૧ ). પણ ઝરથુસ્ત કહેછે કે " કાંસવ નદીથી ઉગમણા ભાગોમાંથી ઉગમણા ભાગમાં-થી સઓશ્યાંસ પેદા થશે " ( વંદીદાદ-૧૯ ). દક્ષિણાયન એ રાશિ-ચક્રનો ઉગમણો ભાગ છે. રાશિ-ચક્રના ૧૦૫ ) મા અંશથી દક્ષિણાયન શરૂ થતાં તેના અરધા ભાગે ( ૧૦૫+૯૦=૧૯૫ ) યાને મહેર્યાંનના પર્વ પર બરાબર પુર્વ દિશા આવે. મહેર્યાંનથી શરૂ થતી રૂતુના અરધા ભા-ગે ( ૧૯૫+૩૦=૨૨૫=૧૮૦+૪૫ ) એટલે રાશિ-ચક્રના ૨૨૫ ) મા અંશે યાને દક્ષિણ-પૂર્વ એટલે અગ્નિ ખૂણે ઉગમણા ભાગોની પૂર્વ દિશા આવે. કાંસવ નદી હામૂન સ-રોવરમાં પડે છે. માટે સીસ્તાનમાં આવેલી કાંસવ નદીના લીસોટાથી અગ્નિ ખૂણેથી એ સઓશ્યાંસ પેદા થશે. ક્રેહે

ખોદા કાંસવ નદીના અગ્નિ ખૂણે એમ હોવો જોઇએ. પૃથ્વિના પૂર્વ ગોળાર્ધના બે ભાગ સીસ્તાનમાં પડે છે. આફ્રિકા ખંડના મોરાક્કો દેશના પશ્ચિમ છેડાથી તે ચીન દેશના ઉગમણા છેડા સુધી એક આડી લીટી સીસ્તાનની આરપાર દોરતાં એ પૂર્વ ગોળાર્ધની જમીનનાં બે નીમે ભાગ એ સિસ્તાનમાં પડતા જણાય છે. માટે પૃથ્વિની જમીનની પૂર્વે કે પશ્ચિમ હદ એ સીસ્તાનમાં આવેલી કાંસવ નદીના પાણીના પૂર્વ કિનારાથી ઉભી લીટી ( longitude ) થી નક્કી કરેલી જણાય છે. આ હદ કુદરતી હોવાથી ઇરાની નજુમીઓએ ત્યાંથી રેખાંશ ( longitude) ની ગણત્રી પસદ કરેલી જણાય છે. જેમ હિંદુઓ રેખાંશનું છેદું ઉજ્જનથી ગણુતા, અને હાલ અંગ્રેજો ( Greenwich ) ગ્રીનિચથી ગણે છે: તેમ કદીમ ઇરાનીઓએ કાંસવના પાણીના પૂર્વ કિનારાથી ગણુતા જણાય છે. તે ક્યામત વેળા પેદા થનાર પાદશાહની જન્મ–ભૂમિ પરથી સમજાય છે.

આખર ઝમાને છેલો પાદશાહ વરજાવંદ હિંદુસ્તાન તથા ચીનથી પેદા થશે ( બુન દેહશ્ને–૬૦ ). સીસ્તાનથી દક્ષિણે હિંદુસ્તાન છે, ને પૂર્વે ચીન છે, તેથી બુન દેહશ્નેનો લખનાર તેમ કહે છે. એમ સઓખ્યાંસમાં શાહ વરજાવંદનો પણ સમાસ એ લખનારે કરેલો નિકળે છે. હવે ખરી દિશા તો અગ્નિ ખૂણો છે. સીસ્તાનથી અગ્નિ ખૂણે સિંધ પ્રાંતમાં સિંધુ નદીની પૂર્વમાં આવેલાં કોઇ શહેરમાંથી એ પેદા થઇ શકે. કદાચિત ગુજરાતના પશ્ચિમ કાંઠા પરના કોઇ શહેરનો સમાસ થઇ શકે, કારણ કે હિંદુસ્તાનમાંથી દખણ બાતલ કરવાની મતલબ છે. વંદીદાદમાં ( ફરગર્દ–૧ ) ૧૬ જગા મૂળ પેદા કરેલીનું બ્યાન મહેર પંથીઓનું જણાય છે. તેમાં ૧૫)મી જગા “હફ્ત હિંદુ” (=સાત નદીનો હિંદનો મુલક ) કરી કહી છે. માટે

એ જગાથી વરજાવંદ નિકળવો જોઇએ. એ સાત નદીમાં પાંચ નદી સિંધુ નદીના ફાંટા છે, ને બે નદી ગંગા જમના છે. હપ્તહિંદુની વધારે ઓળખ પૂર્વ હિંદથી પશ્ચિમ હિંદ દેખાડી ઉત્તર હિંદુસ્તાન કહેવા માગે છે. ૧૯ મી જગા રંઘા (=શત-અલ-અરબ, યુફ્રેતીઝને તૈગ્રીસની સંયુક્ત નદી ) ની પૂર્વે આવેલા મુલક છે. એમ આખર ઝમાનાની હકીકત એ ૧૫) મી તથા ૧૬ મી જગામાંજ આ સબબે બુન દેહસ્નેમાં દેખાડી છે, કારણ કે ૧૫ મો તથા ૧૬ મો રોજ મહેર પંથના તાલુકે છે.

એમ સીસ્તાન એ સર જમીનની મધ્ય જગા છે. માટે એ મધ્ય જગાએ તમામ ગુજરેલાંને બેઠાં કરી પાછાં ઉઠાડશે, એવી એ આગાહીની મતલબ છે.

**અષેમ વહુતી કલામ.**

રવિની નિચની ચાલ માટે અષેમ છે. ગયોમરદી સાલના સાત મહીના હામિન એટલે ઉંચના રવિના છે. રાશિ-ચક્રના ૨૧૧) મા અંશે આવાં માહ બેસે છે. ત્યારે અહુર મઝદ રોજ, અહુર તથા મઝદા પક્ષો, અને અર્દિબહેસ્ત નખેતર એ બધાં સામટાં મળે છે. એમનું અંજુમન એક બાજાને એ અષેમ પઢયું હતું. એ મત વિષે અષો ઝરથુસ્ત હજિરનેના ૨૦ મા હામાં એવી ટીકા કરે છે કે અહુરે (=૧૦ )મા પક્ષના અમષાસ્પંદે ) પઢેલા તમામ કલામને, અહુરમઝદના ( =આવાં માહના ૧) લા રોજના ) કલામને મઝદા (=૧૧ મા પક્ષનો અમષાસ્પંદ ) પઢયો. કોણને પઢયો ? મીનોના તથા ગેતી (=આ જહાન ) ના અષો મરદને. કેવા દરજ્જે ? બુઝર્ગ પાદશાહ ( તરીકે ) ભણતર પઢયો. કેવાને ? બુઝર્ગ તથા વગર આપખૂદી પાદશાહી કરનાર અષો મરદને.

ગાથા પંથના પાછલા ભાગ માટે અષેમ હોવાથી તે યથા કરતાં અષોઇના સબંધે વધારે બુઝર્ગ ગણાય છે. વી-

થ નખેતરોવાળું માઝદયસ્ની કદીમ સાલ કેટલાક દીન-દાર ૧૪૦ મા અંશથી, ને કેટલાક ૧૪૫ મા અંશથી, શરૂ થતું ગણુતા. એ કદીમ સાલનું ૪ થું નખેતર "અષ વ-હિશ્ત" (=અર્દિ બહેસ્ત) છે. ચાર નખેતરોના (૧૮×૪=) ૭૨ દહાડા થાય. એ કદીમ સાલનો ૭૨) મો દહાડો (૧૩૯+૭૨=) ૨૧૧ મો અંશ રાશિ-ચક્રનો છે. એ ૨૧૧) મા અંશે બીજી હાવનનો અમલ બેસે છે. હવે કદીમ સાલ-ની બીજી ગણત્રી મુજબ એ ૨૧૧ મા અંશે (૧૪૪+૬૭=) ૨૧૧) એ સાલનો ૬૭ મો દહાડો થાય. એ ૬૭ મા દ-હાડે એ કદીમ સાલનો ૧૦ મો પક્ષ "અહુર" પુરો થાય, ને ગયામરદી સાલનો આવાં માહ ને અહુરમઝદ રોજ પડે. એ કદીમ સાલ ૧૪૦ મા અંશથી બેસતું ગણુતાં (૧૩૯+ ૭૨=૨૧૧) એ સાલના ૭૨ મા દહાડાએ ૧૧ મો પક્ષ "મઝદા" પુરો થાય. હઝારાના મેળના ૭૨) મા દહાડે અર્દિ બહેસ્ત નખેતર તથા મઝદા પક્ષ મળી રહે છે. અ-ષેમનો ૧૦ મો બોલ "અષાઇ" ઘણોજ આપખૂદી પાદ-શાહ (=ઇસે ખ્પથ્રયેતેમ્) ની મુકાએલ છે. માટે મઝદા પણ પાદશાહ તરીકે એ અષેમ બુઝર્ગ અષો મરદને પ-હચો હતો.

અમષાસ્પંદોનું કામ કયામતને ખપનું જણાય છે. તે બે બોલના બનેલા છે. અમેષ (=અમર્ગ, હૈયાત)+ સ્પેન્ત (=પાક, વૃદ્ધિ કરનાર) છે. રસ્તાખેઝ વેળા ગુજરેલાંને પાછાં હૈયાત કરી પાકી તથા વૃદ્ધિ આપનાર તેઓ છે. તેઓ નર માદા છે. નર જાતિ વાળા અમષાસ્પંદને "અ-સ્તી" (=હૈયાત) કરી અષેમમાં, અને નારી જાતિનાને "હન્ત" (=પાક) કરી યેડ્હે હાતાંમમાં, કહેલા જ-ણાય છે.

એમ અર્દિ બહેશ્ત અમષાસ્પંદની ખૂબી પર અષેમ મૂળે હોવાથી તેને "અષ વહિશ્ત" કહ્યા છે (યસ્ન-૬૦,

વીસ્પરદ-૧ ). એ કલામમાં અહુરમઝદને " પોઉરુ-વહિશ્ત" તથા બહમનને " ઉસ્તા-અસ્તી " કરી કહ્યા છે.

**અષેમમાં સુધારો.** કેઆમતના પંજા-એ-હપ્ત સાલ તથા કદીમ દીનના નવસેહની ખૂબી સ-માવવા બુઝર્ગવારોએ અષેમના ૫૬ ને બદલે ૫૭ હરફ કરવા હ્મ હરફને તોડી હ તથા મ જુદા પાડયા. કયામતને ૫૭ વરસ બાકી રહેશે ત્યારે નામુરાદ ગુજરેલાં નાના બા-ળકોના, તેમજ જેમણે આ જહાનની રામશ્ની ન લીધી હોય તેમના રવાનને દાદાર ઉઠાડશે ( બુન દેહશ્ને-૬૫ ). આ ૫૭ વરસ ગાથા પંથની આખરથી દેર ખુદા જમાના-ની આખર સુધીના ( ૨૪૩-૩૦૦=૫૭ અંશ ) જણાયછે. ઉત્તર ગોળાર્ધમાં રવિ ૧૦ મા અંશે ઉંચનો થઈ ૧૮૦મા અંશે નિચે ઉતરે છે. માટે ( ૧૦-૧૮૦=) ૧૭૧ દહાડા રવિ ઉત્તરમાં ઉંચી ચાલે રહે. આ ૧૭૧ દહાડાના (૩×૫૭ =૧૭૧ ) ૫૭ નવસેહ કદીમ દીનના થાય. એમ ઉત્તર બાંધી દરૂજને પાછો પાડવા અષેમના ૫૭ હરફો કીધા છે. હ્મ જે એક વ્યંજન મૂળ હતો તેના હ તથા મ કરી બે વ્યંજન ગણ્યા છે. યથાના ૫૬ ને બદલે ૫૭ સ્વર, તથા ૫૭ વ્યંજન કરવામાં પણ એજ ખૂબી સાચવી છે.

**અષેમનું તોલ.** ગાથા પંથના પાછલા ભાગ માટે અષેમ હોવાથી તે અષોઇ માટે બરતર છે. એથી પરેઝગાર બીછાણેથી ઉઠતાં-એ એજ પઢે છે ( સદ દર-૧૦ ), અને સુતએ એજ પઢે છે ( કિસ્તા-૯૦ ). બાજ ધરીને ખાણું ખાધા પછી ૧ અષેમ પઢે તો ૧૦ અષેમની બરાબરી કરે છે. દંજે-સો હોમ પીને ૧ અષેમ પઢે તો ૧૦૦ અષેમની બરાબરી કરે છે; સુતાં જો એક અષેમ પઢે તો ૧૦૦૦ અષેમની બરાબરી કરે. ઉંઘમાંથી ઉઠતાં જો એક અષેમ પઢે તો ૧૦,૦૦૦ અ-ષેમની બરાબરી કરે. પોતાની જીંદગી આખરે એક અષે-

મ પઢે તો ખર્નીરથ બામીની બરાબરી કરે. જે દુષ્ટ વિચાર, દુષ્ટ વાણી, દુષ્ટ કર્ણી છોડી એક અષેમ પઢે તે આસ્માન તથા જમીન વચ્ચે જે અષો ચીજો છે તેના તોલે છે ( અવસ્તાના તુટક ભાગ ).

મરતી વેળા અષેમ પઢવો.

એવાંજ કારણે મરનાર પરેઝગારના કાનમાં, તેનો જાન શરીરમાંથી નિકળતી વેળા, મોટે સાદે અષેમ વોહૂ પઢવામાં આવે છે ( સદદર-૯૦ ). જાનને દુઃખ દેનાર ઘલોડી જેવાં ખરફસ્તરને મારી નાંખતાં પણ ( વંદીદાદ-૧૪ ) એજ રીતે, સવાબના કામની યાદમાં, અષેમ પઢવામાં આવે છે. આખર ઝમાનો અષેમના મુકાબલે છે. માટે જીંદગીની આખર માટે અષેમ પઢવાને હઝારીઓથી રસમ ચાલેલી જણાય છે.

અષોઇ એટલે કુદરતની નરી હાલત.

સાચું બોલનાર, માંથ્ર જાણનાર, તથા દીનની પરેઝગારી શિખેલો માણસ "અષો નર" કહેવાય છે ( વંદીદાદ-૯ ). આવી ખરેખરી અષોઇવાળો માણસ પુરાં એકીન ને મક્કમ દિલે માંથ્ર ભણતો ચમત્કાર કરી શકે છે. અણઘડ લોક આ અષોઇના ચમત્કાર તે જાદુની કરામાત સમજી એ માંથ્રને "મંત્ર" કહી, એ ચમત્કારી મોજેજા દેખાડનારાને કરામત-ખોર જાદુગર સમજતા. ચાલીશાંના પંથાઓ એવી અષોઈ વડે એ મોજેજા કરી દેખાડતા. એમને અષો ઝરથુસ્તે "મગવ, મગવન્" (=સં. મઘવન= Gr. Magos=L. Magus) એ નામે ઓળખાવ્યા છે ( વંદીદાદ-૪ ). એમને ખાલ્ડીઆના જુદ-દીનો "મેજાન" ( Magian ) કહેતા ( Chaldian Magic by Lenormant, p. 220 ). એ અણઘડોના એવા વિચારો પરથી અંગ્રેજી બોલ Magic અને Magician નિકળવા પામ્યા છે.

એવી ત્રણ સિફતવાળા અષો નરની અષોઇ વડે કુદરતની નરી હાલતને ઉત્તેજન મળી હર તરેહની આબાદી રહે છે. આવા પ્રકારની સરસ અષોઇ વડે ચાલીશાંવાળા મહેર પંથી સુધારકોએ જમશેદના વખતમાં બહેસ્તનું સુખ આ દુનિયામાં દેખાડયું હતું ( યશ્ન-૯, ઝમ્યાદ યશ્ત-૭ ).

અષોઇની દિલસુરી.

દરેક જીવવાળી તેમજ નિર્જીવ ચીજમાંથી તેમાં રહેલાં ફ્રરોહરનું તેજ નિરંતર ઝરતું રહે છે. હાથ પગના આંગળાંના નખમાંથી તે વધારે ઝરે છે. એ કારણે દસ્તાની ઓરત તથા બરસ્નુમમાં બેઠેલા મોબેદ ખુલ્લા હાથે ખાતા નથી, પણ ચમચાએ ખાય છે. બોય દેનાર મોબેદ જનમાની બાંહે હાથ પર વાળી અથવા હાથમાં મોજાં પહેરી તે પાક આતશ પર સુખડ લોબાન ચઢાવે છે. પાક કીધેલા પાણીના ઘડા યા લોટાને તેની અંદરના પાણીમાં આંગળાં બોળીને પકડે તો તે અંદરનું પાણી પાક ગણાતું નથી. અચાર ભરતાં, તેમજ પાપટ બનાવતાં, તેના પર, કે સરકા પર, દસ્તાની જુવાન ઓરતની નજર પડે છે તો તે બગડી જાય છે, અને એવી ઓરત જે દહાડે પાક થાય તેજ દહાડે પોતાના હાથના આંગળાં વતી બરણીમાંથી અચાર કાઢે છે તો તે ઉતરીને ફુગાઇ જાય છે. મોંમાં આંગળી ઘાલ્યાથી તે “ અજીહાય ” છે. અજીરૂં (=ઝં. અઝુસ્ત= સં. અજુષ્ટ=) ના-પસંદ, અણગમતું, તે તનમાં વસતાં રવાન તથા ફ્રરોહરને તેમજ પાક માણસને અણગમતું છે. માત્ર અષોઇજ તેમને પસંદ છે.

અજીહાયાથી ચામડીના સુરાખ લબની ગલીચીથી ખરડાય છે એ એક વાત, અને મોંમાં ઘાલેલી આંગળીના છેડામાંથી ઝરતું તેજ બગડે છે, એ બીજી વાત છે. સમાધિ ગહાવીને સુતેલા યોગીના માથાના તાળવાંમાંથી એ તેજ

વધારે ભરતું રહે છે, ને તે યોગ-જ્યોતિ કહેવાય છે. પીર પેગમ્બરોના માથાંની આસપાસ કુંડાળાં જેવું તેજ રહે છે તે એજ છે.

તનની અષોઇ અષા પેદાયશ ને આબાદી.

એવાં તનમાં રહેલાં તેજની નરી હાલત રાખવી તેનું નામ "અષોઈ." આપણી આસપાસ રહેતા પ્રાણી, પદાર્થો એ તેજને ચુસતા રહે છે. એથી જેટલી જગામાં આપણે આવ જાવ કરીએ કે જેટલી જગામાં રહેતા હોઇએ તેટલી જગામાં આપણા બદનની અષોઇ "આતશ, પાણી, જમીન, પશુ, ઝાડ-પાન, અષો નર, અષો નારી (વંદીદાદ-૯) એમ સાત ગમ પહોંચે છે. આપણી અષોઇ વડે એ સઘળાંને નરી હાલત જેમની તેમ રહે છે. આપણી અપવિત્રાઇ એ નરી હાલતને હરકત કરી તેમની આબાદી તોડે છે (વંદીદાદ-૧૮). એટલુંજ નહિં પણ આપણા અપવિત્ર થયલાં બદન પર સૂર્ય, ચંદ્ર, તારાની રોશની પડે તે રોશની પણ દસ્તાની ઓરતની નજરે બગડે છે તેમ બગડે છે. એથી તેઓ આપણા પર નાખુશાથી પ્રકાશે છે (વંદીદાદ-૯). એ નાખુશી ધરાવનાર તે દેખાતા જડ પદાર્થ નહિં, પણ તેઓને જીવંત રાખનાર તેમનું ફ્રેરોહર છે. એમ એક પાકીઝેહની અષોઈ બીજાં અષો રહેતા ખોળિયાંઓને કુદરતી રીતે પહોંચે છે. એથી "(દુધ દહીના) ખોરાકો (=ઝં. ઇઝ્ઝ્ા), (ઘી માખણની) ચીકાશ (=ઝં. આઝૂઇતિ), સુખાકારી, તન દરૂસ્તી, આબાદી, વૃદ્ધિ, વધારો, અને અનાજ તથા ચારાની ઝેઆદતી," એ આઠ બરકતો અષોઇના ફળ તરીકે તે જગામાં ઉતરે છે (વંદીદાદ-૯).

એથી ઉલટું ઘણીજ અક્કલવાળાં તથા પરેઝગારની ખસલતે સુઘડતાઇની જન્મ-ટેવે પાકી રાખી નદી કાંઠે પોતાના દરમાં ફ્રમાનદાર ગુફા મજબુત થાંભલાના ટેકા સાથે બનાવી તથા

બાતે સલ્લો દઈ-રહેનાર ( પ્રાણી-વર્ણન-ભાગ ૧ લો ), તથા નસો ન ખાનાર સગે આબી ( બુન દેહસ્નો-૨૫ ) યાને બવર ( Beaver )ને મારી નાખ્યાથી ( સદ દર-૧૨ ) તેમજ સગે આબી એટલે " ઉદ્ર " યાને જળ-બિલાડી ( Otter )ને મારી નાંખ્યાથી, તથા બિન માહિતીએ રીમની ઉતારતાં, દરૂજનું જોર વધ્યાથી, તપોટા પડી ગોસ્પંદને દુધ ઉડી જાય છે, દહી ફાટી વલોણું બગડી છાસમાં માખણની તરી આવતી નથી, ફળ ફુલ ચિમળાઈ જઈ રસ કસ ઉડી જાય છે ( વંદીદાદ-૧૩ ). એમ આઠ ચીજની વધ ઘટ જોડે અષોઈને નિકટ સંબંધ રહ્યો છે. એમ આપણા બદનની અષોઈ અષો પેદાયશને ખરેખરી આબાદી છે, તો પછી એ પેદાયશ પર ઉપરી રહેલા યઝતોને ખુશી મળે તેમાં શી નવાઈ ! !

અષેમમાં હઝાસની ખૂબી.

અષેમ બાર બોલનો છે. માટે હઝારીઓ તેનો સંબંધ બાર હઝારા જોડે ગણતા. દશ ઝમાનાનો એક દેર-ખુદા ઝમાનો ગણતા. આ મોટા ઝમાનાના ૧૨ ભાગ પાડી દરેક ભાગ દરેક રાશિને હસ્તક ગણતા. આ દરેક ભાગ હઝાર ફરસાલનો થતો. દર ફરસાલ ૩૬૦ સાલનું થતું. ૪,૩૨,૦૦૦ વરસનો એક ઝમાનો થતો. માટે રાશિ-ચક્રને નમુને એ ઝમાનાના વરસો રાખતાં ( ૩૬૦× ૧૨૦૦ ) દરેક અંશ ૧૨૦૦ સાલના માપનો થાય. આ અંશ તે દહાડા બરાબર છે. માટે તે " ફરરોઝ " એટલે " મોટા દહાડો " કરી બોલાય છે.

૧૨૦૦ યથા અહેમ પઢવાના ભેદ.

ફરવરદેગાન યાને મુકતાદના દશ દહાડા ફરરોઝ એટલે " મોટા દહાડા " કહેવાય છે. એમાં પહેલા પાંચ દહાડા પંજી-એ-કેહ નામે બોલાય છે. તે નાના

દહાડા છે. એ દહાડા પર ૧૨૦૦ અશેમ પઢવાનું ફરમાન છે. પાછલા પાંચ દહાડા પંજી-એ-મેહ નામે બોલાય છે. તે મોટા દહાડાં ગાથાના છે. એ દહાડા પર ૧૨૦૦ યથા પઢવાનું ફરમાન છે ( દારબ પાલનનું ફરઝીયાત નામુ ). અશેમ નિચના રવિ માટે, ને યથા ઉંચના રવિ માટે છે. વરસની આખરે રવિ નિચનો રહે તેને માટે દરરોજ ૧૨૦૦ અશેમ પાંચ દહાડા સુધી પઢવાને ફરમાન છે. વરસના ૩૬૦ અંશ પુરા થયા કેજ રવિ ઉંચનો થાય. માટે ગાથાના પાંચ દહાડા પણ ઉંચના રવિના ગણ્યાથી ગાથામાં દરરોજ ૧૨૦૦ યથા પાંચ દહાડા સુધી પઢવા ફરમાવેલું જણાય છે.

એકનું એક પઢયા કીધાથી અજ્ઞાનને કંટાળો આવે છે, પણ સાલેક તો તેમ પઢી તનની એજમત ( Animal Magnetism ) ને ઉસ્કેરે છે. આંગળાંમાં આંગળાં ઘાલીને, અથવા તો જમણા હાથના અંગોઠા તથા તેની પાસેની આંગળી વચ્ચે ડાબા હાથનો અંગુઠો શહેજ દાબી રાખી, તેના પર ધ્યાન ચોંટાડી એકનો એક કલામ ફરી ફરી બોલ્યા કે પઢયા કીધાથી તનની એજમત ઉસ્કેરાય છે ( Temple of Rosy Cross ). આ ઉસ્કેરણીએ ફરોહર તાકાદ પકડે છે.

અશો ઝરથુસ્ત પણ નવરાસની વેળા યથા અશેમ પઢયા કરતા, તે મરતી વખતે તેમના હાથમાં ચમત્કારિક તસ્બીહ હતી તે પરથી જણાય છે. તેમના તનમાં રહેલાં ફરોહરના નૂરમાં કેવી એજમત હશે કે એ તસ્બીહ પોતાના ખુની તરફ ફેંક્યાથી તેનીરોશનીએ તે ખુની મરી ગયો ! ( ઝરથુસ્ત નામુ ) એ રોશની પોતાના ફરોહરની હોય છે, ઝાડીમાં આગના બળતાંમાં મુસા પેગમ્બરને યઝત દેખાયો ત્યારે તેણે ઝાડી જોઈ તો જેવી ને તેવી દેખાઇ ને તે કંઇ બળી નહિં ( Exodus-3 ).

પઓર્યો-દકેષીઓએ યથા અષેમમાં જે યુક્તિ સમાવી છે તેથી જુદીજ યુક્તિ સરોષ બાજ તથા ન્યાયશોમાં મુકી છે. એ યુક્તિ ખુરશેદ તથા મહેર ન્યાયશના વિષયોમાં દીપતા રૂપે વાંચવારને ખુલ્લી દેખાશે.

યથા, અષેમ, તથા યેડહે હાતાંમ્ એ ત્રણે માંથ્રની એવી બનાવટ છે કે તેઓમાં કાંઇ પણ સુધારો થઇ શકે નહિં. પઓર્યો-દકએષીઓની નિરંગ કુસ્તી, સરોઝ બાજ, તથા ન્યાયશોમાં અષો ઝરથુસ્તે વધારો તથા સુધારો કરવાને દુરસ્ત જેયું, પણ આ માંથ્ર તો જેમના તેમ રહેવા દીધાં.

અષો પેગમ્બરે જે વધારા તથા સુધારા કર્યા છે તે મહાન ફિલસુફી નજરના ઉંડા વિચાર, જોતિષની બારીક ગણત્રી, ને મોટી દાનેશ્મંદીના છે. એમણે સુધારેલા અવસ્તા પુરૂં શિખેલો આલેમ ફિલસુફીની બુઝ સાથે પઢે એવાં ધોરણે તે બનાવ્યા છે. માટે એ અવસ્તાના પઢનાર દીનદાર તેમના ઝમાનામાં હરકોઇ શિખેલા ભણેલાજ હોવા જોઇએ. પઓર્યો-દકએષીઓના અવસ્તા કેવી ફિલસુફીવાળા ૫૦૦૦ વરસ અગાડી હતા, તેમનું જ્ઞાન કેવું હતું, ને તે હાલની વિધાને મળતું હતું કે કેમ, તે એ માંથ્રની બનાવટો કહી આપે છે. એ માંથ્ર પઓર્યો-દકએષી હઝારીઓના બનાવેલાં જણાય છે. એ માંથ્ર ગયોમરદની દીન દાખલ થયા જોડે ઝમાનાનો શોધ લાગ્યા પછી બનેલાં જણાય છે. "હઝારા"ના વિષયમાં સમજાવ્યા મુજબ ઇ. સ. પૂ. ૩૮૫૫) માં ગયોમરદ પાદશાહે પોતાની દીન ઇરાનમાં દાખલ કરેલી જણાય છે.

